વિના મૂલ્યે વહેંચવા માટે

# ભગવાન ચૈતન્યદેવ

એમના જીવનચરિત્ર અને ઉપદેશોનો
રસાસ્વાદ

લેખક:
નર્મદાશંકર પંડ્યા

પ્રકાશક:
સાધુ ગૌરાંગદાસ,
મંત્રી, ગૌરાંગ સાહિત્યપ્રકાશન સમિતિ
૭૨, મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ.

વિના મૂલ્યે વહેંચવા માટે

# ભગવાન ચૈતન્યદેવ

## એમના જીવનચરિત્ર અને ઉપદેશોનો રસાસ્વાદ

લેખક:
નર્મદાશંકર પંડયા

મુદ્રક:
ભાઈલાલ ઝવેરભાઇ પટેલ
નવયુગ મુદ્રણાલય, લીમડાચોક-સુરત.

સૂચના:-૦ા આનો ટપાલ ખર્ચ મોકલનારને મફત
મોકલવામાં આવશે.

પ્રાપ્તિસ્થાન:-નવયુગ મુદ્રણાલય
લીમડાચોક, સુરત.

# અર્પણ

વર્ષો કૈંક વહ્યાં દેવિ! સ્વર્ગને આંગણે ગયે,
કુમળી બાલુડી મ્હોડે "બા" એવું મધુરું સુણ્યે.
વર્ષો કૈંક વહ્યાં "દેવી" "પ્રભુ" સંબોધનો લહ્યે,
છતાં એ શબ્દના ભાવો તાજા અંતરમાં રમે.
દીધી'તી દેવના દેવે સખી, ભાર્યા, સધર્મિણી;
પ્રસાદી ચાખવા દીધી કૃપા તેટલી તેમની.
વર્ષે વર્ષે નવાં લગ્ને જોડાતી જોડ આપણી;
વીશં વર્ષ તણી વ્હાલી! ગાંઠડી વીશ છે પડી.
અધૂરાં લગ્નને રાખ્યાં મૃત્યુનો પડદો ધરી;
રચી છે સ્વર્ગમાં દેવે લગ્નવેદી શું આપણી?

જન્મે ના એ, મરે ના એ, જાણું હું તત્ત્વબોધને;
તથાપિ સ્મરણો તારાં જાગતાં આંખડી દ્રવે.

દિલાસો ડાહ્યલાં દે છે મર્યાંને ભૂલવા સહી;
પરંતુ આંસુની મીઠી મોજ તે જાણતાં નથી.

લોકની દૃષ્ટિએ તારો પતિ હું પત્ની તું હતી;
પરંતુ એથી એ મીઠો સંબંધ આપણો હતો.

પ્રભુની મૂર્તિને સ્થાને આવે તું ધ્યાનમાં હજી;
"ખસી જા," એમ કહેતાં તો હૈયું આ જાય છે દ્રવી.

પ્રભુ ને પ્રેમની વચ્ચે ભેદ કો ગણશો નહિ;
પ્રેમનો જે પૂજારી તે પ્યારો છે પ્રભુને સહી.

વસે તું સ્વર્ગમાં દેવિ! હજી હું આથડું અહિં,
તને ત્યાં આપવા જેવું મારી પાસ રહ્યું કંઈ?

લગ્નને માંડવે કીધું સામટું આત્મઅર્પણ;
રહ્યું લેશ નહિ મારૂં, કરૂં હું શાથી તર્પણ?

પ્રેમના અર્ધ્ય દેવાનો દીધેલો પુણ્ય કોલ મેં,
કલ્યાણિ! તે પ્રતિજ્ઞાના પૂજું છું અગ્નિહોત્રને.

નથી અને કદી ન્હોતા પૂજવા યોગ્ય હાથ આ;
તથાપિ તેં સ્વીકારી'તી ઔદાર્યે મુજ અર્ચના.
મન, વાણી, કૃતિથી સૌ પુણ્યના ફાલને લણી,
વ્રતી છું અર્પવા દેવિ! ઋચાઓ પ્રેમની ભણી.
કથા મીઠી પ્રભુની તું ભાવથી ભણતી હતી;
ગાથા જે પ્રભુની ગાતાં રાત્રિઓ વીતતી ઘણી.
તે કથાબ્ધિ તણી મોંઘી સુધાની ધારથી ભરી
કટોરી ન્હાની શી આપું, પ્રેમાની ભેટ એ ખરી.

# નિવેદન

ચૈતન્યદેવે પ્રવર્તાવેલા વૈષ્ણવ સંપ્રદાયનો પ્રચાર ખાસ કરી બંગાળા, આસામ અને ઓરિસ્સામાં વિશેષ છે; અને એમના જીવનચરિત્ર અને ઉપદેશોને લગતું સાહિત્ય સંસ્કૃત અને બંગાળી ભાષાઓમાં લખાએલું છે. એ પ્રાંતોમાં લગભગ બે વર્ષ સુધી રહીને ત્યાંના પંડિતો અને સાધુઓની પાસેથી તથા પ્રાચીન ગ્રંથોના અવલોકન વડે આ સંપ્રદાયનો મર્મ સમજવાનો પ્રયત્ન કર્યા પછી એ બધા અભ્યાસનું પરિણામ એક પુસ્તક દ્વારા ગૂજરાતના વાચકોની આગળ મૂકવાની હું ઉમેદ રાખું છું. એ પુસ્તક છપાય છે અને બે ત્રણ મહિનામાં જ પ્રસિદ્ધ થઇ શકશે. પરંતુ તે પહેલાં તેનો રસાસ્વાદ ચખાડવાની ઉત્કંઠાથી પ્રેરાઈને આ ન્હાનો લેખ સૌના હાથમાં સહેલાઈથી આવી શકે તેટલા માટે વિના મૂલ્યે વહેંચવા પ્રસિદ્ધ કરૂં છું.

કુંજવન–લોનાવલા.
૨૨–૪–૧૯૨૯

નર્મદાશંકર પંડયા

# ભગવાન ચૈતન્યદેવ

## ૧

ચૈતન્યદેવ એટલે પ્રેમનો અવતાર. તેમના ચરિત્રલેખકને શિર ભારે જવાબદારી રહેલી છે. તેમના જીવનના વિવિધ પ્રસંગોના અને ઉદ્ગારોના મર્મ સમજીને સમજાવવાની યોગ્યતા પામવા સારુ વર્ષો પર્યન્ત સાધના કરેલી હોવી જોઈએ. તેમના ઉદ્ગારો અને આચરણોનું રહસ્ય સમજવા તેમના રાતદિવસના સાથીઓ-માંથી પણ માત્ર બેજ વ્યક્તિઓ સમર્થ નીવડી હતી તેને આજે પૂરાં સાડી ચારસો વર્ષના કાળ પછી અને તેમના જીવનગ્રંથોમાંથી પ્રાપ્ત થતાં વર્ણનોને આધારે આલેખવાનું કામ કેટલું દુર્ઘટ છે એ સમજી શકાય એવું છે. છતાં પણ બીજા ધર્મપ્રવર્તકોના કરતાં ચૈતન્ય-દેવની જીવનકથાના લેખકનું કામ એક રીતે વધારે નિર્ભય થઈ ગયું છે. તેમની સાથે ને સાથે જ લાંબા વખત સુધી રહેલા ભક્તો-

માંના કેટલાક તેમના અલૌકિક જીવન-પ્રસંગો ની ઘણી કાળજીપૂર્વક નોંધ કરી ગયા છે. તેમનાં પહેલાં ચોવીસ વર્ષના જીવનની નોંધ તેમના પાડોશી અને ભક્ત મુરારિ ગુપ્તે "चैतन्य चरितम्" નામના સંસ્કૃત ગ્રંથમાં લખી છે. એ અતિ અગત્યનો લેખ દુર્ભાગ્યે હું મેળવી શક્યો નથી તો પણ તેમની પછીના લેખકોએ અને ખાસ કરીને ચૈતન્યભાગવતના લેખકે તેનો ઠીક ઉપયોગ કરી લીધો છે અને તેમાંથી અવતરણો પણ ટાંક્યાં છે. ચૈતન્યદેવના સાથીઓમાંના બીજા બે લબ્ધપ્રતિષ્ઠ પંડિતો, વાસુદેવ સાર્વભૌમ અને પ્રકાશાનંદ અથવા પ્રબોધાનંદ સરસ્વતી અનુક્રમે ગૌરાંગશતક અને ચૈતન્યચંદ્રામૃત નામનાં સંસ્કૃત ખંડ કાવ્યોમાં તેમનું મર્મસ્પર્શી શબ્દચિત્ર અંકિત કરી ગયા છે. તે બધા ઉપરાંત પંદર વર્ષ કરતાં વધારે સમય સુધી તેમની સાથે રહેનાર રઘુનાથદાસે લખેલાં ટિપ્પણોનો તથા બીજા સંતોને મ્હોડેથી સાંભળેલી હકીકતોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરીને

કૃષ્ણદાસ કવિરાજે ઇ. સ. ૧૫૮૦માં એટલે ચૈતન્યદેવની માનવલીલાના અવસાન પછી ૪૭ વર્ષે ચૈતન્યચરિતામૃત નામનો ગ્રંથ રચ્યો છે. સમકાલીન કવિઓનાં પદોમાં પણ ચૈતન્યદેવના ઘણા પ્રસંગો નોંધાયા છે. આવું આધારભૂત અને લગભગ સમકાલીન સાહિત્ય બુદ્ધ, જીસસ અથવા શંકરાચાર્યને વિષે અથવા તો બીજા કોઈપણ ધર્મપ્રવર્તકને વિષે લખાયું નથી. એ બધામાંથી પ્રાપ્ત થતી હકીકતોને આધારે આ ન્હાનો લેખ તૈયાર કરવામા આવ્યો છે.

અંગદેશના હિંદુ નૃપતિઓની રાજધાની કલકત્તાથી ઉત્તરમાં ૭૦ માઇલને અંતરે ગંગાને કિનારે આવેલા નવદ્વીપ શહેરમાં હતી. રાજધાની હોવા ઉપરાંત સરસ્વતીની ઉપાસનામાં તે નગર કાશી અને મિથિલાનું પ્રતિસ્પર્ધી હતું. તેરમી શતાબ્દિમાં રાજધાની ગૌડ નગરમાં ગયા પછી પણ વિદ્યાપીઠ તરીકે તેની પ્રતિષ્ઠા ચાલુ રહી હતી; આજે પણ

ન્યાયશાસ્ત્રના બે ત્રણ ધુરંધર પંડિતો તેની પ્રાચીન કીર્તિના અવશેષ જાળવી રહ્યા છે. એ શહેરમાં શકે ૧૪૦૭ (ઈ. સ. ૧૪૮૬) ના ફાલ્ગુન માસની પૂર્ણિમાની રળીઆમણી સાંજે જગન્નાથ મિશ્રનાં પત્ની શચીદેવીએ એક તેજસ્વી બાળકને જન્મ આપ્યો. માતાએ તેનું નામ નિમાઇ પાડયું; પાછળથી ગૌરાંગ, ગૌરહરિ, વિશ્વંભર એવાં અનેક નામથી તે ઓળખાયા. તેમણે સંન્યાસદીક્ષા લીધી તે દિવસે તેમના ગુરુએ તેમને "કૃષ્ણચૈતન્ય" એવા નામથી સંબોધ્યા અને એ નામ ટૂંકાવતાં તેમનું ઇતિહાસપ્રસિદ્ધ "ચૈતન્ય" નામ બનેલું છે.

તેમની હયાતીમાં જ તેમના ભકતોએ તેમને કૃષ્ણના અવતાર તરીકે સ્વીકાર્યા હતા, અને તેમની મૂર્તિઓનું પૂજન પણ થવા પામ્યું હતું. આથી કરીને તેમના બાળજીવનનાં વર્ણનોમાં કૃષ્ણના બાળજીવનના કેટલીક વિગતોની પુનરાવૃત્તિ જોવામાં આવે છે. ભકતોએ અજાણ્યે કરેલી અતિશયતાનો અંશ બાદ કરતાં

તટસ્થ વાચક એટલું જોઇ શકે છે કે ચૈતન્ય દેવ અલૌકિક રૂપવાન અને બુદ્ધિસંપન્ન હતા. ગાળેલા સોનાના રસથી ઘડયું હોય એવુ દીપ્તિમાન તેમનું અંગ હતું. તેમનાં નેત્રોમાંથી પ્રેમની ધારાઓ ઝરતી. તેમની વાણીમાં અને સ્પર્શમાં અજબ જાદુ હતું. તેમનું નૃત્ય કૃષ્ણના બંસીરવના જેટલુંજ મોહક હતું. તેમને મ્હોડેથી "હરિ! કૃષ્ણ!" એવાં નામનો ઉચ્ચાર સાંભળવો અને તે નામ બોલતી વખતે તેમના વદન ઉપર ખેલતી આનંદની લહરીનું દર્શન કરવું એ અલૌકિક લ્હાવો હતો.

ઘણીજ ન્હાની વયમાં તેમણે વ્યાકરણનું અધ્યયન પૂરૂં કર્યું અને ન્યાયશાસ્ત્ર ભણવાનો આરંભ કર્યો. થોડાજ વખતમાં તેમની બુદ્ધિની તીક્ષ્ણતાને લીધે તેમનાથી ઘણી મ્હોટી વયના પંડિતો તેમના તરફ માનની દૃષ્ટિથી જોતા થયા. તેમના સહાધ્યાયીઓમાં નવન્યાયનો પિતા રઘુનાથ અને સ્મૃતિકાર રઘુનંદન હતા. આ અરસામાં તેમણે ન્યાયશાસ્ત્ર વિષે એક ગ્રંથ

રચવા માંડયો હતો. બરાબર તેજ વખતે રઘુનાથ પણ પોતાના વિખ્યાત "દીધિતિ"ની રચના કરી રહ્યો હતો. એકવાર રઘુનાથે પોતાના સહાધ્યાયી નિમાઈની હસ્તલિખિત પોથી જોઇ અને તે હતાશ થયો. તેને રાજી કરવા સારૂ ઉદારચરિત નિમાઇએ તેના દેખતાં જ પોતાનો ગ્રંથ ગંગામાં ફેંકી દીધો અને રઘુનાથને તેના ન્યાયશાસ્ત્રના ક્ષેત્રમાં અક્ષય કીર્તિ મેળવવા અવકાશ આપ્યો. અધ્યયનકાળ પૂરો થયા પછી તરતજ નિમાઇ પંડિતે વ્યાકરણ-શાસ્ત્રની પાઠશાળા સ્થાપી અને અધ્યાપક તરીકે ભારે નામના મેળવી. દિગ્વિજયી પંડિત કેશવ કાસ્મીરીનો કાવ્યની ચર્ચામાં પરાજય કરીને તેમણે નવદ્વીપના પંડિત-સમાજની લાજ રાખી. આ પરાક્રમે તેમને નવદ્વીપના તેમજ બંગદેશના પંડિતોમાં પહેલું સ્થાન અપાવ્યું.

આ પ્રમાણે વિદ્યાવિલાસમાં ચૈતન્યદેવનાં પહેલાં ત્રેવીશ વર્ષ વ્યતીત થયાં. અલૌકિક રૂપ, યૌવન, વિદ્યા, બુદ્ધિ, કીર્તિ, આટલું

બધું હોવા છતાં અભિમાને તેમના હૃદયમાં પ્રવેશ કર્યો ન હતો. તે નમ્રતા અને સૌજન્યની પ્રતિમા સમાન હતા. પરાજિત કરેલા પંડિતોનાં દિલમાં પણ પરાજયનો ડંખ ન સાલે એવી વિનયી તેમની વર્તણુક હતી. તેમના વિનોદી સ્વભાવને લીધે કેટલાક ભારેખમ પંડિતો તેમની નિંદા પણ કરતા. તરવાનો તેમને ભારે શોખ હતો. તરવામાં અને દોડવામાં એમને કોઇ ન પહોંચે. અધ્યાપક થયા પછી પણ તેમનો તરવાનો શોખ ચાલુજ રહ્યો હતો. પહેલીવારનાં પત્નીનો સ્વર્ગવાસ થવાથી તે વિષ્ણુપ્રિયાને પરણ્યા. એ બાઇની પતિભક્તિ તથા પતિએ લગ્ન પછી થોડાજ વખતમાં સંન્યાસ લીધો ત્યારથી તેમણે આદરેલી ઉગ્ર તપશ્ચર્યા જોઇને તેમને વિષે સેંકડો કરૂણ કાવ્યો રચાયાં છે અને હજી ગવાય છે.

પરંતુ પ્રેમભક્તિનો મહા સ્રોત જેણે ચૈતન્યદેવના હૃદયગિરિમાંથી નીકળીને આખા બંગાળા અને ઓરિસ્સાને પ્લાવિત કરી દીધા તેના ઉદ્દભવની આગાહી તેમનાં પહેલાં ત્રેવીશ

વર્ષના જીવનમાંથી થઈ શકતી નથી. બુદ્ધિ-વિલાસ એ જ જાણે તેમના જીવનનું ધ્યેય હોય એવું સૌ કોઇને સમજાતું હતું. કેટલાક હિતેચ્છુઓએ તેમને વૈષ્ણવ ધર્મ તરફ વાળ-વાને કરેલા પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. આવી રીતે ધર્મના વિષય તરફ દેખીતી રીતે ચૈતન્યદેવ બેપરવા હતા તો પણ તેમના જેવા બુદ્ધિમાન અને શાસ્ત્રજ્ઞ પંડિતે જીવનના અતિ ગંભીર પ્રશ્ન વિષે કશો જ વિચાર નહિ કર્યો હોય એ માની શકાય એવું નથી. કેવા કેવા ધાર્મિક અનુભવોના સ્તરોમાંથી તેમનું મન પસાર થયું હતું તે વિષે તેમના ચરિત્રલેખકો કશી માહિતી આપી ગયા નથી. તેમણે તેમને પરમતત્ત્વ, પૂર્ણબ્રહ્મ, કૃષ્ણ તરીકે જ ઓળ-ખ્યા અને ઓળખાવ્યા હોવાથી તેમને માટે તેમની પૂર્વાવસ્થાઓની સમીક્ષા કરવાનું અશક્ય હતું. અને થયું છે પણ તેમજ. આકાશમાં કોઈ જ્વલંત નક્ષત્ર ઉગે અને આખું નભો-મંડળ તેના તેજથી પ્રજ્વળી ઉઠે તેમ ચૈતન્ય-દેવે ધર્મના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો કે તરત જ

અંગાળા અને ઓરિસ્સાનું વાતાવણ પલટાઇ ગયું. પ્રેમભક્તિનો મહાસાગર ઉછળ્યો અને તેના તરંગો મદ્રાસ, મહારાષ્ટ્ર, ગૂજરાત, પંજાબ આદિ દૂર દૂરના પ્રાંતો સુધી ફરી વળ્યા.

ત્રેવીશ વર્ષની વયે પિતાનું શ્રાદ્ધ કરવાનો મનસૂબો કરીને ચૈતન્યદેવ વિષ્ણુગયાની યાત્રાએ ગયા. ત્યાં વિષ્ણુનાં ચરણચિહ્નનાં દર્શન કરતાની સાથે જ તેમના જીવનનું એક નવું પ્રકરણ ઉઘડ્યું. તેમનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુની ધારા વહેવા લાગી અને શાસ્ત્રકારોએ ઇશ્વર પ્રત્યેના પ્રેમના ઉદયનાં ચિહ્નસ્વરૂપ જે આઠ સાત્વિક ભાવો ગણાવ્યા છે તે બધા તેમની દેહવલ્લી ઉપર પ્રકટી નીકળ્યા. મહા તપસ્વી વૈષ્ણવ સાધુ ઇશ્વરપુરી પાસે તેમણે એજ જગ્યાએ કૃષ્ણમંત્રની દીક્ષા લીધી અને કૃષ્ણને મળવાની ઉત્કંઠાથી વૃન્દાવન તરફ દોડ્યા. પણ મિત્રોએ તેમને જેમતેમ કરી સમજાવી પટાવીને પાછા નવદ્દીપ તેડી આવ્યા.

પણ તે તો નર્યા બદલાઇને જ આવ્યા. પહેલાંની ચપળતા ગઈ, વિનોદી સ્વભાવ ગયો, સાહિત્યની ચર્ચાનો શોખ ગયો, વિવાદપટુતા ગઇ, બધુંજ ગયું. હવે તે ગંભીર મ્લાન વદને લમણે હાથ દઇને કૃષ્ણવિરહિણી ગોપીની માફક "હા ! કૃષ્ણ !" "હા ! કૃષ્ણ !" એવા શત્રુના હૃદયને પણ પીગળાવે એવા કરુણ ઉદ્‌ગાર કહાડતા બેસી રહેતા અને કોઇવાર જ્યારે હૃદયમાં દુઃખનો વેગ સમાતો નહિ ત્યારે જાણે હજારો વીંછીના ડંખની વેદના થતી હોય તેમ જમીન ઉપર આળોટીને આક્રન્દ કરતા. જે વૈષ્ણવ ભકતોની તેઓ અગાઉ મશ્કરી કરતા તેમને જ આજે તેઓ ધન્યવાદ દેવા લાગ્યા અને મેં અત્યાર સુધી મારી જીંદગી વ્યર્થ વેડફી નાખી એવો પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

બંગાળા શાકતપ્રધાન દેશ છે. બૌદ્ધ ધર્મના ધ્વંસ પછી વેદોક્ત શક્તિપુજાની સાથે ઘોર વામાચારનાં તત્ત્વો ભળી જઇને એક પ્રકારના બીભત્સ ધર્મનું સ્વરૂપ ત્યાં

પ્રચલિત થવા પામ્યું હતું. બ્રાહ્મણથી માંડીને શૂદ્ર સુધીના ઘણાખરા હિન્દુઓ આવા જ પ્રકારના ધર્માચરણમાં ફસાએલા હતા. તેમના કરતા સંખ્યામાં ઓછા પણ વિદ્યા અને બુદ્ધિના પ્રતાપથી લબ્ધપ્રતિષ્ઠ થએલા નૈયાયિક પંડિતોનો એક વર્ગ હતો. તેમણે શુષ્ક તર્કવાદની ઝાડીમાં શુદ્ધ ભકિતના કોમળ પ્રવાહને ગૂંચવી નાખ્યો હતો. તે બધાની વચમાં કૃષ્ણના ભકતોનું એક ન્હાનું મંડળ ભાગવત, જયદેવનું ગીતગોવિન્દ અને વિદ્યાપતિ તથા ચંડીદાસનાં પ્રેમભક્તિથી નીતરતાં કાવ્યોમાંથી પ્રેરણા અને બળ મેળવીને પોતાનું કામ કર્યે જતું હતું. બંગાળાના ધાર્મિક ઇતિહાસમાં અમર થએલા અદ્વૈત આચાર્ય અને શ્રીવાસ પંડિત આ ભક્તમંડળના આત્મા હતા. ચૈતન્યદેવમાં થએલું નવું પરિવર્ત્તન તેમણે વધાવી લીધું અને તેમાંથી નજીકના ભવિષ્યમાં કોઇને કોઇ અદ્‌ભૂત પરિણામ આવશે એવી આશાથી તેમણે તેમને પોતાનાં કીર્ત્તનોમાં સામેલ થવા નોતર્યાં.

ઝાડીમાં અને ખડકોના સ્તરમાં ગૂંચવાઈ ગએલો જલસ્રોત અનુકૂળ માર્ગ મળતાં વેગભેર ઉછળી પડે તેમ ઘણા દિવસથી ચૈતન્યદેવના હૃદયમાં દબાઈ રહેલો ભાવનો પ્રવાહ ભકતોનાં લલિત કીર્ત્તનોની સહાય પ્રાપ્ત થતાં નૃત્યરૂપે મૂર્તિમંત થયો. તે વખતે તેમનાં શરીરમાંથી વહન કરતું અવર્ણનીય ઓજસ્ એવું ચેપી હતું કે તેનાથી તેમના હૃદયમાં તરંગાયમાન થતા પ્રત્યેક ભાવ તેમની આસપાસના ભકતોમાં ઉદય પામવા લાગ્યા. દરરોજ આખી રાત આવું પ્રાણોન્માદકારી નૃત્ય ચાલતું અને તેમાં ઉપસ્થિત થએલા બધા જ આ સ્થૂળ જગતથી પર એવી કોઇ અતીન્દ્રિય સૃષ્ટિમાં પ્રવેશ કરતા. તેમનાં દિશા અને કાળનાં બંધનો સરી જતાં; આ દૃશ્ય જગત્ તેમની આગળથી વિલુપ્ત થતું અને પ્રેમ તથા આનન્દથી સચરાચર ભરેલી કોઇ દિવ્ય ભૂમિકામાં તેમનું માનસ્ રમણ કરતું. દિવસે પણ તે લોકોની ખુમારી ઓસરતી ન હતી. નિશાબાજ વ્યક્તિની માફક લથડીઆં ખાતા, હસતા, કૂદતા

અથવા નાચતા તેઓ જોવામાં આવતા.

પુષ્પ ખીલે અને જેમ ગણગણાટ કરતા ભ્રમરા દોડી આવે, દીપક પ્રગટે અને હજારો પતંગીઆં ચાલ્યાં આવે તેમ નવદ્વીપમાં પ્રેમ-ભકિતના વિરાટ સત્રનો આરંભ થતાંજ દૂર દૂરથી ભકતો ચાલ્યા આવ્યા અને ચૈતન્યદેવના છત્ર નીચે એકઠા થયા. મહા અવધૂત નિત્યાનંદ, જનકના જેવો વિદેહી પુંડરીક વિદ્યાનિધિ, સૌથી પહેલી બંગાળી પદ્યરચનાનો કર્તા ગુણરાજ ખાન, શ્રીખંડના ભકતકવિ નરહરિ સરકાર, ઇસ્લામનો પરિત્યાગ કરવા માટે હસતે મુખડે ભરબજારમાં ચાબુકનો માર સહન કરનાર મુસલમાન વૈષ્ણવ હરિદાસ, અને એવા તો બીજા કેટલાએ સર્વસ્વત્યાગી ભકતોનું મંડળ ચંદ્રની આસપાસ નક્ષત્રમાલા શોભે તેમ ચૈતન્યચંદ્રની આસપાસ શોભવા લાગ્યું, અને અહોરાત્ર કીર્ત્તનોની રમઝટ જામી.

થોડાજ દિવસમાં તેમનાં કીર્ત્તનોમાં એક નવીન તત્ત્વનો આવિર્ભાવ થયો. એોગા-

જેલા મીણમાં અથવા ફોટોગ્રાફરની પ્લેટમાં બાહ્ય વસ્તુની પ્રતિકૃતિ અંકિત થઇ જાય તેમ કૃષ્ણલીલામાં તન્મય થઇ ગએલા ચૈતન્યદેવનાં શરીર અને મન કૃષ્ણલીલાની વિવિધ કલાઓને મૂર્તિમંત કરવા લાગ્યાં. જે વખતે જે પદ ગવાય તે વખતે તે પદનો ભાવ તરત જ ચૈતન્યદેવના વદનમાં પ્રતિબિંબિત થવા લાગ્યો તેટલો વખત તેમનું આચરણ તે ભાવને અનુરૂપ જ થતું. ઉદાહરણ તરીકે જ્યારે રાધાની વિરહાવસ્થ ને લગતાં પદ ગવાતાં ત્યારે ભકતો તેમનામાં પ્રત્યક્ષ રાધાનું જ દર્શન કરતા. તેમનો સ્વભાવ, સ્વર, કાંતિ બધું જ બરાબર રાધાના જેવું જ બની જતું. આ રીતે રાધાકૃષ્ણની બધી જ પ્રેમાવસ્થાઓનું માધુર્ય પોતે ચાખીને તેમણે ભકતોને ચખાડયું. રોજ રોજ કૃષ્ણલીલાની પુનરાવૃત્તિઓ થવા લાગી અને નવદ્વીપ વૃન્દાવન બની ગયું. પરંતુ આ મંડળમાં પ્રવેશ કરવાનો અધિકાર માત્ર કસોટીએ ચડેલા ભકતોને જ હતો. બહારના માણસોને તેમજ સ્ત્રીવર્ગને તેમાં ભાગ લેવાની છૂટ આપવામાં આવી ન હતી

આટલું છતાં પણ આ કીર્ત્તનોની અસર નવદ્વીપ શહેરમાં તથા આજુબાજુનાં ગામડાંઓમાં થવા લાગી. સંખ્યાબંધ કીર્ત્તનમંડળીઓ બંધાઇ અને રાત્રે મૃદંગ અને કરતાલના મધુર રવથી આખું વાતાવરણ ગાજી ઉઠતું. એ રીતે પ્રચાર કરવાનો રીતસર પ્રયત્ન કર્યા વિના નવવૈષ્ણવોનું એક મંડળ બંધાતું ગયું.

ત્યાર પછી ચૈતન્યદેવના કાર્યકલાપમાં વળી એક નવીન શકિતનો ઉદય થતો જોવામાં આવ્યો. અસામાન્ય શકિતસંપન્ન પુરૂષોને ઈશ્વરના અવતારતરીકે સ્વીકારવાની મનોવૃત્તિ આ દેશમાં લાંબા કાળથી ચાલી આવી છે. તેમાં ચૈતન્યદેવ જેવા સર્વગુણસંપન્ન, મહૌજસ્‌ પુરૂષોત્તમને લોકો ઈશ્વરના અવતાર તરીકે ઓળખે એમાં કશુંજ આશ્ચર્ય નથી. વાને વેગે વાત ફેલાઇ ગઇ કે નવદ્વીપમાં કૃષ્ણ એક બ્રાહ્મણરૂપે પ્રકટ થયા છે. તે પાપીઓનો ઉદ્ધાર કરે છે, દુઃખીઆંને આશ્વાસન આપે છે. જેમ માણસ વધારે પતિત અને દુરાચારી તેમ તેના તરફ તે કરુણાસિન્ધુની કરુણા

વધારે ઢળે છે. અસ્પૃશ્ય નીચ જાતિઓને તે પ્રેમદાન આપે છે. આવા સમાચારનો ફેલાવો થતાં રોજ રોજ લોકોનાં ટોળાં ચૈતન્યદેવના ઘર આગળ એકઠાં થવા લાગ્યાં. તે સૌનો પ્રેમથી સત્કાર કરતા અને અતિ નમ્ર ભાવે કહેતા કે કૃષ્ણના મધુર નામનો આશ્રય લઇ તે પ્રેમસિન્ધુના પ્રેમરાજ્યમાં પ્રવેશ કરો અને અખંડ સુખના ભોકતા થાઓ. સંસારનાં કામ કરતાં કરતાં નિરંતર હરિનામનો જપ કરતા રહો. આવા પ્રકારનો ઉપદેશ તે સૌને, નીચ ઊંચનો ભેદ રાખ્યા વગર આપતા. હજારો ઉપદેશથી જે પરિણામ ન આવે તે આ પ્રેમમૂર્તિના થોડાક પણ અમૃતનાં બિન્દુ જેવા શબ્દોથી આવી જતું. અને કોણ જાણે કયી શકિત એ શબ્દોની સાથે સાંભળનારના હૃદયમાં પ્રવેશ કરતી કે જેમ એક ચુંબકને અડીને બીજો લોહખંડ ચુંબક બની જાય તેમ આ શબ્દોને સાંભળનારામાંના ઘણાક ઓછે વધતે અંશે માનવહૃદયમાં પલટો કરનાર પારસમણિ જેવા બની જઈ બીજાં કેટલાએ

લોકોનાં હૃદયમાં ભક્તિનો સંચાર કરતા. આ રીતે પ્રેમભક્તિનો એક ન્હાનો તરંગ જે નવદ્વીપમાં ઉત્પન્ન થયો તેની મર્યાદા દિવસે દિવસે વધારે વિપુલ બનતી ગઇ અને પતિતપાવની ભાગિ-રથીના પ્રવાહની માફક સહસ્ત્ર ધારાઓમાં વિભક્ત થઇને તેણે આખા બંગદેશને ભક્તિ-પ્લાવિત કરી દીધો.

કાવ્ય અને સંગીત એ બેઉ કલાઓ સનાતન કાલથી ભક્તિનું સાહચર્ય કરતી આવી છે; અને તેમાં વળી કોઇ અલૌકિક ચેતના સમાજને હલમલાવી મૂકે ત્યારે એ બેઉ કલાઓને અસાધારણ વેગ મળે છે. વસંતનાં પગરણ મંડાય એટલે વૃક્ષો નવ પલ્લવિત થાય, ભમરાઓ ગુંજારવ કરે અને શત શત કોકિલાઓ વનસ્થલી ગજવી દે તેમ બંગદેશમાં કવિઓનો ફાલ ઉભરાયો. પોતાના હૃદયના ઉછળતા ભાવોને તેમણે હજારો લલિત પદોમાં ઢાલવ્યા. "આવો, પાપીઓ ! સંસારના તાપથી તપેલાં દુઃખીઆરાંઓ ! આવો. ગૌરાંગ તમને બોલાવે છે. તમારે માટે ભગવાન તમારા

જેવો માણસ બનીને આવ્યો છે. તમને સંસાર-સાગરની પાર લઇ જવા સારૂ તે હરિનામરૂપી નૌકા લઇને આવ્યો છે. તેની હોડીમાં બેસવાનું કશું જ ભાડું નહિ આપવું પડે.” આવા પ્રકારના ભાવોથી છલકાતાં હજારો પદો વૈષ્ણવ ભક્તકવિઓનાં મુખમાંથી મેઘની ધારાની માફક વરસવા લાગ્યાં, અને દેશભરમાં ગવાતાં થઇ ગયાં. એ કાવ્યસંભાર એટલો વિપુલ છે કે બંગ સાહિત્ય પરિષદ્ પચાસ પુસ્તકોની ગ્રંથમાલા દ્વારા તેનું સંસ્કરણ કરવા મથી રહી છે.

વળી બધે બન્યું છે તેમ આ હિલચાલમાં પણ સામાજિક વિપ્લવનાં બીજ હતાં. સેંકડો વર્ષોથી મનુષ્યના કુદરતી અધિકારથી વંચિત રહેલો શૂદ્ર અને અસ્પૃશ્ય જાતિઓનો વર્ગ આ નવીન ચેતનાના સ્પર્શથી જાગૃતિનાં ચિહ્ન બતાવવા લાગ્યો. ચૈતન્યદેવના પ્રેમરાજ્યમાં જાતિનિર્વિશેષ સૌને સમાન સ્થાન હતું. તે પતિતોના પિતા હતા; હીણાએલા, તજા-એલાના આશ્રયસ્થાન હતા; અસ્પૃશ્યોના

તારણહાર હતા. નિત્યાનંદને તેમનો આદેશ હતો કે પાપીઓનો પહેલો જ ઉદ્ધાર કરજો. ચાંડાલોને તથા અસ્પૃશ્યોને પણ છોડતા નહિ. એક પદમાં ગવાયું છે કેઃ—

"નિતાઇ દેશે દેશે બેડાય,*
ડેકે ડેકે ગલા ભાંગા,
કેંદે કેંદે આંખિ રાંગા,
આય પતિત ! આય આય બોલે,
આમિ તોકે કરિ કોલે.

× × × +

જગત જાકે દૂરે ફેલે,
અદસ્ય, અસ્પૃસ્ય બોલિ ઠેલે ફેલે,
નિતાઇ તાકે કરે કોલે." ઇત્યાદિ.

---

* નિતાઈ (નિત્યાનંદ) દેશે દેશે વિચરે છે. પોકાર કરી કરીને તેમનું ગળું બેસી ગયું છે; રડી રડીને તેમની આંખો રાતી થઇ ગઇ છે. ઓ પતિત! તું આવ, હું તને આલિંગન દઉં એમ તે બોલતા ફરે છે. જગત્‌ના લોકો જેમને અસ્પૃશ્ય અને અદસ્ય સમજીને દૂરના દૂર રાખે છે તેમને નિતાઇ આલિંગન દે છે.

આટલાજ કારણને લઇને બંગાળાના કોઇ કોઇ સમાજસુધારકો ચૈતન્યદેવને પણ સમાજસુધારક માની લે છે. એમના ઉપદેશથી અને તેથીએ વધારે એમના દૃષ્ટાંતથી સામાજિક સુધારણાને ખૂબ વેગ મળ્યો હશે એ વાત ખરી. પણ આ પરિણામ તરફ એમનું લક્ષ્ય ન હતું. પ્રેમ એ તેમના જીવનનું સૌથી મ્હોટું પ્રેરક બળ હતું. એ પ્રેમની ભઠ્ઠીમાં તેમણે બધા ભેદભાવને ગાળી નાખ્યા હતા અને તેની જ પ્રેરણાથી તેમણે નીચ પદદલિત જાતિઓને માટે ભગવાનને પામવાનો માર્ગ ખુલ્લો કરી દીધો અને કીડાથી ખદબદતા શરીરવાળા રક્તપીતીઆઓને પ્રેમાલિંગન દીધું.

ચૈતન્યદેવ પોતે બ્રાહ્મણોનું ખૂબ સન્માન કરતા તો પણ તેમની ઉપર કહી તેવી ક્રાન્તિકારક પ્રવૃત્તિ બ્રાહ્મણો સાંખી શક્યા નહિ. પ્રથમ તેમણે ઉપહાસ કરવા માંડયો; પછી નિંદા કરવા માંડી; અને છેવટે આ નવીન ચળવળને દાબી દેવા માટે તેમણે નવદ્વીપના

મુસલમાન કાઝીની મદદ લીધી. કાઝીએ કીર્ત્તનો બંધ કરવા માટે મનાઇ હુકમ પ્રકટ કર્યો. તેના ઉત્તરમાં ચૈતન્યદેવે વૈષ્ણવોને આજ્ઞા કરી કે આજે આપણે કાઝીના મકાનમાંજ હરિકીર્ત્તન કરવું અને તેમણે કર્યું પણ ખરૂં.

ત્યાર પછી ચૈતન્યદેવે ભકિતનો સક્રિય રીતે પ્રચાર કરવાનો સંકલ્પ કર્યો. ભગવાનનું નામ દરેક જણને ન્યાત, અધિકાર, કશાનો વિચાર કર્યા વગર સંભળાવવું જ જોઈએ એ તેમના અંતરની ઉંડામાં ઉંડી અભિલાષા હતી. હરિનામ વડે જ માનવ જાતિનો ઉદ્ધાર થવો શક્ય છે એ સંદેશને વારંવાર સંભળાવતાં તેમને કદી પણ કંટાળો આવતો ન હતો. તેમના આદેશ પ્રમાણે નિત્યાનંદ અને હરિદાસ રોજ પ્રચારકાર્યને માટે નીકળી પડતા. ગમે તેના ઘર આગળ જઇને તેઓ "હરે કૃષ્ણ" એવો અહાલેક ગજવતા. ઘરધણી ભિક્ષા આપવા આવતો ત્યારે ભિક્ષા ન લેતાં તેને પોતાના પ્રભુનો આદેશ સંભળાવતા. તેઓ

કહેતા, "ભાઈ, કૃષ્ણનું ભજન કરો અને તેના પવિત્ર નામનું કીર્ત્તન કરો." આટલું કહીને તેઓ બીજા ઘર આગળ જઇને ઉભા રહેતા.

હવે એવું બન્યું કે તેઓ એક દિવસ જગાઈ અને માધાઇ નામના બે ભાઇઓના ઘર આગળ જઇ ચડયા. તેઓ જાતે બ્રાહ્મણ હતા તો પણ પુષ્કળ દારૂ પીતા અને નવદ્વીપના કોટવાળ હોવાથી સત્તા તેમજ કેફના મદમાં નહિ કરવાનાં કામો કરતા. શહેરની કુલ વસ્તી તેમનાથી ત્રાસી ગઇ હતી. દયાળુ નિત્યાનંદને દયા આવી અને તેમને ઉપદેશ આપવા લાગ્યા. પણ તેથી તે દારૂડીઆઓ ખુબ ખીજવાયા અને વણ તેડાવ્યા શીખામણ આપવા આવેલા સાધુઓને મારવા દોડયા. નિત્યાનંદ અને હરિદાસ બેઉ નાસી છૂટયા પણ સીધા જ ચૈતન્યદેવ પાસે ગયા અને બધી વાત કહી. લાગણીના આવેશમાં નિત્યાનંદે એમ પણ કહ્યું કે આવા પાપીઓને નહિ તારો તો તમારા અવતારનું પ્રયોજન

શું ? ચૈતન્યદેવે પાસે બેઠેલા ભક્તોને આજ્ઞા કરી કે આજે આપણે કીર્ત્તન કરતા કરતા એ ભાઇઓના ઘર આગળ જવું. આ સાંભળીને નિત્યાનંદના હર્ષનો પાર ન રહ્યો.

મૃદંગ અને કરતાલના રણકાર સાથે કૃષ્ણ-નામનું ગાન કરતી કરતી વૈષ્ણવોની આ ન્હાની મંડળી જગાઇ માધાઇના ઘર તરફ જવા લાગી. નિત્યાનંદ તો હર્ષઘેલા થઇને સૌની આગળ આગળ નૃત્ય કરતા કરતા જતા હતા. પેલા ભાઇઓ ઘેર જ હતા અને તેમનો નિશો પણ ઉતર્યો ન હતો. વળી પાછા આ સાધુડાઓને વણ નોતર્યા આવેલા જોઇને તેઓ ક્રોધોન્મત્ત બની ગયા અને નિત્યાનંદના માથા તરફ તાકીને એક ઘડાની ધારવાળી ઠીકરીનો ઘા કર્યો. તે તેમના કપાળમાં બરાબર વાગી અને લોહીના રેલા ચાલ્યો. પણ તેથી તો આ ભલા સાધુ બમણા હર્ષમાં આવી ગયા.

ચૈતન્યદેવ સૌથી પાછળ હતા તે હવે ત્યાં આવી પહોંચ્યા. તેમની દૃષ્ટિ પડતાંજ આ

રાક્ષસો એકદમ ગાય જેવા ગરીબ થઇ ગયા, અને અપરાધની ક્ષમા માગવા લાગ્યા. ચૈતન્યદેવે તેમની પાસે " હરેકૃષ્ણ " એવો ઉચ્ચાર કરાવ્યો અને આજ સુધીમાં કરેલાં તમામ પાપનું મને દાન કરો એવી માગણી કરી. બેઉ ભાઈ આ નવાઈ જેવી માગણી સાંભળીને રડી પડયા. તેમણે કહ્યું, " પ્રભુ ! અમે એવા અધમ કે તમને અમારાં પાપનું જ દાન કરીએ?" પણ ચૈતન્યદેવે તેમને સાંત્વન આપ્યું અને તેમની પાસે પાપનાં દાનનો સંકલ્પ કરાવીને તેમનાં બધાં પાપ પોતે લઈ લીધાં. તે દિવસથી એ બેઉ ભાઇઓનું જીવન ફરી ગયું અને એવા સાધુ બની ગયા કે આજે ચારસો વર્ષ પછી પણ બંગાળાના વૈષ્ણવોની નામાવલિમાં તેમનાં નામ ગવાય છે.



# ૨

ગયાથી પાછા આવ્યા પછી ચૈતન્યદેવે લગભગ એક વર્ષ ઉપર વર્ણવેલી પ્રવૃત્તિમાં વીતાડયું. પછી તેમણે એક દિવસ સંન્યાસ-દીક્ષા લેવાનો વિચાર જાહેર કર્યો. સીત્તેર વર્ષની વયનાં માતા, યૌવનને ઉમરે ઉભેલાં પત્ની અને સેંકડો ભકતો, એ બધાંને માટે આ સમાચાર વજ્રપાત સમા હતા. પણ ચૈતન્યદેવની સમજાવવાની શકિત એવી અદ્‌ભૂત હતી કે સૌની પાસેથી સંસારત્યાગ કરવાની તેમણે રજા મેળવી. ત્યાર પછી તે પૂરા બે મહિના ઘેર રહ્યા, જો કે પોતાના ગૃહ-ત્યાગનો દિવસ તેમણે પોતાના મનમાં નકકી જ કરી રાખ્યો હતો. તે દિવસે પણ તેઓ માતા, પત્ની, ભકતો, મિત્રો સૌની સાથે હંમેશની માફક વર્ત્યા. તેમના વર્તન ઉપરથી કોઈને શંકા પણ ન આવી કે થોડાજ કલાક પછી તે નવદ્વીપની સદાને માટે વિદાય લેવાના છે. રાત્રે વાળુ કરી સૂવા ગયા. પાછલે પહોર તે ઉઠીને ઉભા થયા અને નિશ્ચિંતપણે ઊંઘતાં

વિષ્ણુપ્રિયાને છોડીને ઘર બહાર આવ્યા. શિયાળાની કકડતી ઠંડીમાં ગંગાનો વિશાળ પ્રવાહ તરી જઇ સવાર થતાંજ નવદ્વીપથી વીશેક માઇલને અંતરે આવેલા કટવા ગામમાં આવી પહોંચ્યા.

કટવામાં ગંગાને કિનારે કેશવ ભારતી નામના સંન્યાસી રહેતા હતા. તેમની પાસે ચૈતન્યદેવે સંન્યાસદીક્ષા લીધી. એ દીક્ષાનો પ્રસંગ તેમના જીવનનું અતિ કરુણ પ્રકરણ છે. ત્યાં હાજર રહેલાં હજારો નરનારીઓનાં હૃદય ઉપર એ દૃશ્યે કાયમની છાપ પાડી દીધી અને આજે ચારસો વર્ષ પછી પણ જ્યારે ગિરીશચંદ્ર ઘોષે રચેલા "નિમાઇસંન્યાસ" નાટકનો અભિનય થાય છે અથવા એ પ્રસંગનાં કરુણ પદો વૈષ્ણવ સાધુઓ ગાય છે ત્યારે કરુણ રસનો અપૂર્વ તરંગ ઉત્પન્ન થાય છે અને શ્રોતાઓને ભક્તિભાવમાં તરબોળ કરી દે છે. એ પ્રસંગનું સ્મરણ ચૈતન્યદેવની કેશસમાધિ જાળવી રહી છે.

દીક્ષા લીધા પછી ભગવાં વસ્ત્ર પહેરી હાથમાં દંડ કમંડલુ લઇને ચૈતન્યદેવ ઉભા થયા અને નમ્ર ભાવે ત્યાં હાજર રહેલાં સૌને કહેવા લાગ્યા: "માતાઓ અને પિતાઓ! સંન્યાસી તરીકે તમારી પાસે ભિક્ષા માગવાનો મને અધિકાર છે. તમે સૌ ઘેર જાઓ અને અનન્ય ભાવે કૃષ્ણનું ભજન કરો એજ ભિક્ષા હું તમારી પાસે માગી લઉં છું." આટલું કહીને તેમણે વૃન્દાવન તરફ દોટ મૂકી. ગાંડાં બની ગએલાં સ્ત્રીપુરૂષોનું ટોળું પણ તેમની પાછળ દોડવા લાગ્યું. કોઇને ઘેર જવું ગમતું ન હતું. કોઇને પણ આ પ્રેમરસોન્મત્ત મૂર્તિથી અળગા થવાની ઇચ્છા ન હતી. પણ ચૈતન્યદેવની સાથે કોણ દોડી શકે? થોડી જ વારમાં તેમણે સાૈને પાછળ મૂકી દીધાં. તેમની લાગટ પૂઠ પકડી રાખનાર રહ્યા માત્ર નિત્યાનંદ અને નવદ્વીપથી તેમની સાથે દોડી આવેલા બીજા ચાર ભક્તો.

આ પ્રમાણે બે દિવસ અને બે રાત્રિ સુધી હાલ જેને વર્દ્ધમાન (બારદ્વાન) કહે

છે તેની આજુબાજુનાં જંગલોમાં આગળ ચૈતન્યદેવ અને પાછળ તેમના ભક્તો દોડયા; અને આટલું દોડવા છતાં પણ વૃન્દાવન તરફ ઉન્મત્ત અવસ્થામાં દોડયા જતા ચૈતન્ય-દેવને તેમના ભકતો પકડી શકયા નહોત. પરંતુ ધીમે ધીમે તેમની ઇન્દ્રિયોનો વ્યાપાર બંધ થવા લાગ્યો. તેમની ઇન્દ્રિયો, ચિત્તવૃત્તિ અને પ્રાણ સૌ એક પ્રકારની મહાસમાધિમાં વિલીન થઇ ગયાં. એક રહી માત્ર કૃષ્ણચેતના. તેના પ્રેર્યા તે પડતા આખડતા ગમે તેમ દોડયા જતા હતા. માર્ગમાં એક જગ્યાએ કેટ-લાક ગોવાળીઆ ગાયો ચરાવતા હતા. ચૈતન્યદેવને જોતાંજ તેમનાં મુખમાંથી એકાએક હરિનામનો ઉચ્ચાર નીકળી ગયો. મધુર હરિનામનો ધ્વનિ કાને જતાં જેમ મુરલીનો નાદ સાંભળીને હરણું કાન માંડે તેમ તેમણે કાન માંડયા. ભકતોના પોકારથી, ભૂખ શ્રમ અને ઉજાગરાથી, તેમજ નેત્રો બંધ થતાં વારંવાર પડતાં આખડતાં વાગવાથી પણ જેમને બાહ્ય જગત્‌નું જ્ઞાન થતું ન હતું તેમના ચિત્તને હરિનામે

બાહ્ય જગત્ તરફ એકદમ ખેંચી આણ્યું. કૃષ્ણ અને વૃન્દાવનના ખ્યાલોથી રંગાઇ ગએલા તેમના ચિત્તને ગોપ અને ગાયોનાં ધણ જોતાં પોતે વૃન્દાવનની નજીકમાં છે એમ જ લાગ્યું અને તેમણે વૃન્દાવનનો માર્ગ પૂછયો. એ દિવસ સુધી તેમણે લાગટ પ્રવાસ કર્યો હતો છતાં એક પ્રકારની સમાધિઅવસ્થાને લીધે નેત્રો બંધ થવાથી તેઓ આડા અવળા દોડયા હતા. તેથી કરીને તેઓ નવદ્વીપથી ઝાઝા દૂર જઇ શકયા ન હતા. તેમની લગોલગ આવી પહોંચેલા નિત્યાનંદે ગોવાળીઆઓને હાથની ઇશારત કરી. તે સમજી જઇને તેમણે નવદ્વીપથી થોડાક માઇલને અંતરે આવેલા શાંતિપુરનો માર્ગ ચૈતન્યદેવને બતાવ્યો. થોડે દૂર જતાં તેમણે પોતાની સામે ગંગાનો પટ દીઠો; પણ તેને યમુના માનીને હર્ષોન્મત્ત બની જઇને તેઓ સ્નાન કરવા ઉતરી પડયા. શાંતિપુરના અદ્વૈત આચાર્યને તેમના તે તરફ આવવાના સમાચાર અગાઉથી મળેલા હોવાથી તે ત્યાં આગળ તેમની વાટ જોતા જ ઉભા

હતા. તેમણે તથા બીજા ભક્તોએ ચૈતન્યદેવને સમજાવીને શાંતિપુર તેડી આણ્યા અને થોડા દિવસ રાખ્યા.

ચૈતન્યદેવના ગૃહત્યાગથી નવદ્વીપમાં ખળભળાટ મચી રહ્યો હતો. તેમના ત્યાગે વિરોધીઓનાં દિલને પણ પીગળાવ્યાં હતાં. તેમનાં જનની, પત્ની અને ભક્તો તો પાણી વિનાની માછલીની માફક તરફડતાં હતાં. ચૈતન્યદેવ સંન્યાસદીક્ષા લઈને શાંતિપુર આવ્યા છે એ સમાચાર જાહેર થતાં આખું નવદ્વીપ અને આસપાસનાં ગામડાંના લોકો તેમનું દર્શન કરવા દોડયાં અને શાંતિપુરમાં જનતાનો સમુદ્ર બની ગયો. આઠ આઠ દિવસ સુધી હરિકીર્ત્તનની રમઝટ જામી અને હજારો સ્ત્રીપુરુષો ભક્તિના રંગથી રંગાઇ ગયાં.

લાડકોડથી ઉછેરેલો એકનો એક પુત્ર, અસાધારણ વિદ્યા અને કીર્તિ સંપાદન કર્યા પછી પોતાની ભરજુવાનીમાં માતા અને નવવિવાહિતા પત્નીને તજીને સંન્યાસધર્મ ગ્રહણ કરે અને કાષાય વસ્ત્ર ધારણ કરીને પોતાની

માતા આગળ ઉભો રહે તે અતિ કોમળ અને કરુણ પ્રસંગનું વર્ણન કરવાનું રહેવા દઇને સંક્ષેપમાં એટલું કહેવું બસ થશે કે માતાની ઇચ્છાને માન આપીને ચૈતન્યદેવે વૃન્દાવન જવાનો વિચાર પડતો મૂકયો અને જગન્નાથપુરીમાં સ્થાયી નિવાસ કરવાનું કબૂલ રાખ્યું. બંગાળાના વૈષ્ણવ સમાજને જાળવવાનો અને તેની અભિવૃદ્ધિ કરવાનો ભાર અદ્વૈત આચાર્યને સોંપીને "હરિબોલ" એવી ગર્જના કરીને ચૈતન્યદેવ હવે જગન્નાથપુરી તરફ પ્રયાણ કરવા તૈયાર થયા. આ વખતે તેમણે પોતાની સાથે નિત્યાનંદને તથા બીજા ચાર ભકતોને આવવાની રજા આપી.

જગન્નાથપુરી પહોંચતા સુધી તેમનો કાર્યક્રમ બધેજ એક સરખો ચાલુ રહ્યો. આખો દિવસ તેઓ પ્રવાસ કરતા અને રાત્રે માર્ગમાં આવતા ગામોમાં વિશ્રાન્તિ લેતા. પણ તેમની વિશ્રાન્તિ એટલે હરિકીર્તન અને નૃત્ય. પુરી નજીક આવી પહોંચતાં ચૈતન્યદેવ બીજા ભકતોને પાછળ મૂકીને પોતે એકલાજ પ્રેમોન્મત્ત

દશામાં મંદિર તરફ દોડી ગયા, અને મૂર્તિને આલિંગન દેવા જતાં બેશુદ્ધ થઇને જમીન પર ઢળી પડયા. આજ વખતે ત્યાં આગળ બંગાળાના નવન્યાયના પિતા રઘુનાથના ગુરુ વાસુદેવ સાર્વભૌમ જે ઓરિસ્સાના રાજા પ્રતાપરુદ્રના નિમંત્રણને સ્વીકારીને પુરીમાં ન્યાય અને વેદાંતનું વિદ્યાલય ચલાવતા હતા તે હાજર હતા. તેમને આ અજાણ્યા તરુણ સંન્યાસીની પ્રેમવિહ્વલ અવસ્થા જોઈને સાનંદાશ્ચર્ય થયું. પ્રેમભક્તિના આવેશને લીધે ભક્તોની આવી દશા થાય છે એવું જે તેમણે શાસ્ત્રગ્રંથોમાં વાંચ્યું હતું તે આજે નજરો નજર દીઠું. શિષ્યોની મારફતે તેમણે બેશુદ્ધ થએલા ચૈતન્યદેવને પોતાને ઘેર ઉચકી લેવડાવ્યા, અને તેઓ શુદ્ધિમાં આવ્યા પછી તેમની ભિક્ષા અને વાસસ્થાનની વ્યવસ્થા કરી દીધી.

પંડિત વાસુદેવને ચૈતન્યદેવ તરફ જોતા વારને જ પ્રીતિ ઉત્પન્ન થઇ અને તેમાં તેમની નમ્રતાએ ખૂબ વધારો કર્યો. પણ તે ધુરંધર

પંડિતને પોતાની વિદ્વત્તાનું ભારે અભિમાન હતું, અને નૃત્ય તેમજ કીર્ત્તન જે ચૈતન્યદેવના પ્રાણ સમાન હતાં તેમના તરફ સખત અણગમો હતો. એક દિવસ વાતમાં ને વાતમાં વાસુદેવે કહ્યું, "કૃષ્ણચૈતન્ય ! તમે ભરજુવાનીમાં સંન્યાસધર્મ લીધો છે. ઇન્દ્રિયોનું દમન કરવું એ તમારો ધર્મ છે. વેદાન્તનું શ્રવણ એ તેનો સર્વોત્તમ ઉપાય છે. માટે તમારાં નૃત્ય કીર્ત્તન અને ભાવોન્મત્તતાને છોડી દઇ સ્થિર ચિત્તે મારી પાસેથી વેદાન્તનું શ્રવણ કરો." ચૈતન્યદેવે તેમની લક્ષણગત નમ્રતાથી ઉત્તર આપ્યો, "તમે ખરૂંજ કહો છો. લાગણીના આવેશમાં મેં સંન્યાસદીક્ષા લઇ લીધી. હવે તો જે થયું તે થયુંજ. મારે માટે તમે જે યોગ્ય માર્ગ બતાવશો તેનું હું અનુસરણ કરીશ. મને તમારા પુત્ર જેવો જ ગણજો."

બીજે દહાડેથી **વાસુદેવ સાર્વભૌમે** વેદાન્તનું પ્રવચન શરૂ કર્યું. વેદાંત એટલે **વ્યાસસૂત્રો** ઉપર **શંકરાચાર્યે** લખેલું **શારી**-

રક ભાષ્ય. સાત દિવસ સુધી આ વ્યાખ્યાન-માલા ચાલુ રહી. તે દરમ્યાન વાસુદેવ પંડિત જ્યારે તક મળે ત્યારે ભક્તિ જ્ઞાનથી નીચી કોટિની છે, શંકરાચાર્યે નિર્દિષ્ટ કરેલો અદ્વૈતભાવ એ પરમ સિદ્ધિ છે અને કૃષ્ણ તથા તેની વિવિધ લીલાઓ માયાના પ્રદેશની છે એવી વાતોને આગળ કરવાનું ચૂકતા નહિ. કૃષ્ણપ્રેમમાં તન્મય બનેલા ચૈતન્યદેવનાં મર્મ-સ્થાન આવા પ્રત્યેક વચનથી વીંધાઈ જતાં. પણ પોતાના મનની વ્યથા મનમાં શમાવીને તેમણે મૂંગે મ્હોડે બધું સાંભળયા જ કર્યું.

આખરે વાસુદેવથીજ રહેવાયું નહિ. આઠમે દિવસે પ્રવચન શરૂ કરતા પહેલાં તેણે ચૈતન્યદેવને પ્રશ્ન કર્યો:

"તમને મારા વ્યાખ્યાનમાં સમજ પડે છે કે નહિ?"

"સૂત્રોનો અર્થ સમજાય છે, પણ તમારા વિવેચનનો નહિ," ચૈતન્યદેવે નરમાશથી ઉત્તર આપ્યો.

"એટલે ?" સાવભૌમે પૂછ્યું.

"એટલે સૂત્રોનો અર્થ દીવા જેવો સ્પષ્ટ છે. તમારા વિવેચનમાં તમે તેમના મુખ્યાર્થને મચડી નાખીને ગૌણ અર્થનું પ્રતિપાદન કરવાનાં ફાંફાં મારો છો."

સેંકડો પંડિતોનો વાદયુદ્ધમાં પરાજય કરનાર વાસુદેવે આવાં પ્રગલ્ભ વચનો જિંદગીમાં પહેલી જ વાર સાંભળયાં. તેનો ક્રોધ ભભૂકી ઉઠયો. મ્હોઢે હજી પૂરી મૂછ ફૂટી નથી એવો નાદાન છોકરો મારી સાથે અભિમાનપૂર્વક વ ત કરવાની હિંમત ચલાવે ?

"ત્યારે હવે તમે સમજાવશો ?" વાસુદેવે ગર્જના કરી. નમ્રતાથી પણ પ્રૌઢ પંડિતને શોભે એવા ધૈર્યથી, સ્થિર ચિત્તે ચૈતન્યદેવે આ આહ્વાન સ્વીકાર્યું, અને अथातो ब्रह्मजिज्ञासा એવા પહેલા સૂત્ર ઉપર વિવેચન કરવા માંડયું.

તેમના વિવેચનના આરંભથી જ વાસુદેવે પોતાના પ્રતિસ્પર્દ્ધીની બુદ્ધિનો ચમકાર દીઠો.

થોડી વારમાં તેને સમજાઇ ગયું આ નાદાન છોકરો બુદ્ધિમાં અને વિવાદપટુતામાં મારી બરોબરીનો છે; અને જેમ વ્યાખ્યાન આગળ ચાલ્યું અને શંકરાચાર્યની એકેએક યુક્તિના કટકે કટકા થતા તેણે જોયા ત્યારે તેનું તેજ હરાઇ ગયું; તેનાં બધાં હથિયાર હેઠે પડયાં; અને જેમ કંસે પોતાની છાતી ઉપર ચડી બેઠેલા દૂધમલ્લ બાળક કૃષ્ણમાં પૂર્ણ બ્રહ્મની વિરાટ શક્તિનું દર્શન કર્યું હતું તેમ વાસુદેવે પોતાની સામે બેઠેલા યુવાન સંન્યાસીની જગ્યાએ એક મહા તેજસ્વી ષડ્ભુજ આકૃતિ દીઠી. એ આકૃતિના ઉપરના બે હાથમાં ધનુષ્યબાણ હતાં; વચલા બે હાથમાં વેણુ હતી; અને નીચેના બે હાથમાં દંડ અને કમંડલુ હતાં. વાસુદેવે દિસાડાવેલી ચૈતન્યદેવની આવી ષડ્ભુજ મૂર્તિ હજી જગન્નાથના મંદિરમાં મોજૂદ છે અને રામ કૃષ્ણ અને ચૈતન્યદેવની એકરૂપતાનો મર્મ વ્યક્ત કરે છે.

આ પ્રસંગે વાસુદેવના જીવનમાં પલટો કરી નાખ્યો. તે મહા અભિમાની

પંડિત દીન ભક્ત બની ગયો. તેણે ચૈતન્ય-દેવને કૃષ્ણના અવતાર તરીકે વિના સંકોચે જાહેર કર્યા અને પોતાની બુદ્ધિ અને જ્ઞાનનો ઉપયોગ ભક્તિનો મહિમા ગાવામાં જ કર્યો. તેણે **સંસ્કૃતમાં ચૈતન્યદેવની** એક પ્રશસ્તિ રચી નાખી જે "**ગૌરાંગશતક**"ના નામથી ઓળખાય છે. **સાર્વભૌમ** એટલે તે સમયના **ભારતના** મ્હોટામાં મ્હોટા પંડિતોનો સમ્રાટ્. તેના જેવા દરજ્જાવાળો માણસ એક યુવાન સંન્યાસીને કૃષ્ણના અવતાર તરીકે જાહેર કરે એ કાંઈ જેવું તેવું ન કહેવાય. સામાન્ય બુદ્ધિનાં માણસોના આવા વર્તનની આપણે ઉપેક્ષા કરી શકીએ; પણ **વાસુદેવ** જેવો મહા બુદ્ધિમાન નૈયાયિક જ્યારે પોતાનું આવું મંતવ્ય જાહેર કરે ત્યારે ચૈતન્યદેવ ચોવીશ વર્ષની ન્હાની વયે અને ધર્મપ્રવર્તક તરીકેની પોતાની કારકીર્દીના પ્રારંભમાં પણ અસામાન્ય પ્રતિભા ધરાવતા હતા એટલું તો આપણે જરૂર જોઇ શકીએ. વૈષ્ણવધર્મને માટે આ મહાન્ વિજય હતો. **વાસુદેવ સાર્વભૌમને**

પ્રેમભક્તિના પંથમાં વાળીને ચૈતન્યદેવે ભાગવતધર્મના પ્રચારની આડે આવતું એક મ્હોટામાં મ્હોટું વિઘ્ન દૂર કર્યું અને તે માત્ર અશિક્ષિત તથા બુદ્ધિહીન લોકોને જ ગાંડાતૂર બનાવીને નચાવે કૂદાવે છે એવું કહેનાર પાંડિત્યાભિમાનીઓનાં મ્હોડાં બંધ કર્યાં.

આ બનાવ બન્યા પછી ચૈતન્યદેવ પુરીમાં એકાદ માસ રહ્યા. પછી તેમણે દક્ષિણ ભારતમાં ભ્રમણ કરી આવવાની ઇચ્છાને અમલમાં મૂકી. ભક્તિદેવી કોઇ તેજઃપુંજ જેવા માનવશરીરને ધારણ કરીને વિચરતી હોય એવો તેમનો આ વખતનો દેખાવ હતો. તે જ્યાં જતા ત્યાં લોકોનાં ટોળાં પ્રેમની આ અલૌકિક મૂર્તિને જોવા દોડયાં આવતાં અને જ્યારે તેમના સૌના તરફ અમીભરી દૃષ્ટિ કરી તે ચાલ્યા જતા ત્યારે જાણે પોતાનું સર્વસ્વ હરાઇ ગયું હોય અથવા કોઇ પોતાનો અતિ અતિ પ્રિયજન ચાલ્યો જતો હોય તેમ માતૃહીન બાળકોની માફક દયામણે મ્હોડે

તેમના તરફ જોઇ રહેતાં. મ્હોટાં નગરોમાં અથવા સંતસાધુઓના આશ્રમોમાં જૈનો, બાૌદ્ધો, શૈવો, યોગીઓ અને એવા બીજા અનેક મતાવલંબી પંડિતો તેમની સાથે વિવાદમાં ઉતરવાની સ્પૃહાથી તેમની પાસે આવતા; પણ આ પ્રેમમૂર્તિને માટે વિવાદ કરવાનું શક્ય ન હતું; તેને વિવાદની જરૂર પણ ન હતી. તેમનાં નેત્રોમાંથી ઝરતો પ્રેમનો અમૃતપ્રવાહ, " હા ! કૃષ્ણ ! " એવા કૃષ્ણ-વિરહના ઉંડા દર્દભર્યા ઉદ્ગાર, અને તેમના શરીરના રોમેરોમમાંથી વહન કરતું સ્નિગ્ધ કોમળ ઓજસ્ તર્કવાદીઓની યુદ્ધલાલસાને શમાવી દેતાં અને અગ્નિની પાસે આવતાં મીણ પીગળી જાય તેમ તેમનાં દિલ પીગળી જતાં.

ચૈતન્યદેવની દક્ષિણ ભારતની યાત્રા અનેક મધુર પ્રસંગોથી ભરપૂર છે; તેમાંની એક ચિત્તપાવન કથા કહેવાની લાલચ છુટી શકાતી નથી. મદ્રાસ ઇલાકાના ગંજમ જિલ્લામાં કૂર્મતીર્થથી થોડેક દૂર વાસુદેવ

નામનો એક રક્તપીતીઓ સંત રહેતો હતો. આ મહારોગ તેને આખે શરીરે વ્યાપી ગયો હતો. તેના ઉંડા રસીથી ભરેલા વ્રણોમાં કીડા ખદબદતા હતા. તેની કમકમાટી આણે એવી દુર્ગન્ધથી કોઇ તેની પાસે ઉભું પણ ન રહેતું. તેણે સાંભળ્યું કે કોઇ દિવ્ય કાન્તિવાળા સંન્યાસી કૂર્મતીર્થમાં આવ્યા છે. તે તરતજ તેમનું દર્શન કરવા ચાલતો થયો પણ તે બિચારો ત્યાં પહોંચ્યો તે પહેલાં ચૈતન્યદેવ ત્યાંથી ઉપડી ચૂકયા હતા. નિરાશ થએલા વાસુદેવે એક આર્ત પોકાર કર્યો. કેટલાક ગાઉ દૂર ગએલા ચૈતન્યદેવ એકાએક થોભ્યા અને ત્યાં દોડતા પાછા આવ્યા; અને " મને અડશો મા, અડશો મા" કહેતા વાસુદેવને છાતી સરસો દબાવી દીધો. બેઉ લથબથ થઇને ધરણી પર ઢળી પડયા અને વાસુદેવ શુદ્ધિમાં આવીને જુએ છે તો તેની કાયા કાંચન જેવી થઇ ગએલી !

અકબરે ઓરિસ્સાનું સ્વાતંત્ર્ય છીનવી લીધું તે પહેલાં ત્યાંના હિન્દુ રાજાઓના રાજ્યની દક્ષિણ સીમા મદ્રાસ ઇલાકામાં ગોદા-

વરીના કિનારા સુધી ગઈ હતી; અને વિદ્યાનગર, જેને પ્રો. જદુનાથ સરકાર વર્તમાન રાજમહેન્દ્રી તરીકે ઓળખાવે છે તે ઓરિસ્સાના દાક્ષિણાત્ય પ્રાંતોની રાજધાનીનું શહેર હતું. ચૈતન્યદેવ દક્ષિણને પ્રવાસે નીકળ્યા તે વખતે વિદ્યાનગરના સૂબાની જગ્યાએ રામાનંદ રાય હતા. તેમણે મર્મજ્ઞરસિક વૈષ્ણવ અને સંસ્કૃત: કવિ તરીકે ઠીક ખ્યાતિ મેળવી હતી. તેમનું ગીતગોવિન્દની શૈલિમાં લખાએલું "જગન્નાથ વલ્લભ" નામનું એક ગેય સંસ્કૃત નાટક બંગાળા અને ઓરિસાના વૈષ્ણવોમાં આદરપૂર્વક: વંચાય છે. વિદ્યાનગરમાં ચૈતન્યદેવને તેમની સાથે જે પરિચય થયો તે કાયમનો રહ્યો અને તેમની માનવલીલાનાં બાકીનાં વર્ષો દરમ્યાન રામાનંદે તેમના આત્યંતિક મર્મસખા અને સેવકનું સ્થાન લીધું. વિદ્યાનગરમાં એ બેઉની વચ્ચે ચાલેલા સંવાદમાંથી વૈષ્ણવધર્મનાં મૂલ્યવાન રત્નો બહાર આવ્યાં છે.

ચૈતન્યદેવે પૂછ્યું, "રાય મહાશય! સાધ્ય અને સાધનનો નિર્ણય કરો." રાય કહે,

"પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે વિષ્ણુની ભક્તિ કરવી એ ઉત્તમ *સાધ્ય છે." ચૈતન્યદેવે ડોકું ધુણાવ્યું અને કહ્યું, "એથી વધારે સારૂં જાણતા હો તો કહો." ત્યારે રામાનંદે નિષ્કામ કર્મનો, ઈશ્વરને સર્વ કર્મ સમર્પણ કરવાનો અને તે પછી જ્ઞાનમિશ્રા ભક્તિ કરવાનો માર્ગ બતાવ્યો. પણ ચૈતન્યદેવને સંતોષ થયો નહિ. તેમણે તો "હજી આગળ જાઓ, હજી આગળ જાઓ," એમ કહેવાનું ચાલુ રાખ્યું. તમામ લૌકિક અને વૈદિક ધર્મોનો પરિત્યાગ કરીને અનન્ય ભાવે કૃષ્ણનું શરણ લેવું એ પરમ સાધ્ય છે એવું જ્યારે રામાનંદે કહ્યું ત્યારે ચૈતન્યદેવે પહેલી જ વાર અલ્પ સંતોષ બતાવ્યો પણ હજી આગળ જાઓ! એવી માગણી કરી. હવે રામાનંદે ભગવતદ્ગીતાએ પ્રબોધેલા ધર્મની અંતિમ મર્યાદા ઓળંગીને ભાગવત-ધર્મમાં પ્રવેશ કર્યો; અને પ્રથમ દાસ્ય, પછી સખ્ય, ત્યાર પછી વાત્સલ્ય અને છેવટે મધુર

---

* સાધ્ય એટલે પ્રાપ્ત કરવાની વસ્તુ, કૃષ્ણપ્રેમ.

ભાવનો મહિમા ગાયો. કૃષ્ણની સાથે સ્વામી સેવકનો સંબંધ ઘણો સુંદર છે; પણ તેના કરતાં એ મિત્રભાવ વધારે મધુર છે. તેમાં ભક્ત અને ભગવાનની વચ્ચેનું અંતર ઓછું થાય છે અને નિઃસ્વાર્થ પ્રીતિને વિશેષ અવકાશ મળે છે. તેના કરતાં એ વળી કોઇ માતા અથવા પિતા પોતાના બાળક પ્રત્યે રાખે એવો વાત્સલ્ય પ્રેમ ભગવાનને ભક્તની સાથે વધારે કોમળ અને મધુર પ્રેમબંધનથી બાંધી લે છે. એથી એ વધારે ઉંચા પ્રકારના પ્રેમનું સ્વરૂપ એક હલેતી બાલાની તેના પ્રિયતમ ઉપરની પ્રીતિ છે. તેની અંદર અગાઉના ત્રણે સંબંધો આવી જાય છે અને તે ઉપરાંત વાણીથી નહિ વર્ણવી શકાય એવા અતિ ગાઢ પ્રેમસંબંધનું દર્શન થાય છે. કૃષ્ણની સાથે આવો મધુર પ્રેમસંબંધ બાંધવો એ પરમ સાધ્ય છે એવું જ્યારે રામાનંદે કહ્યું ત્યારે ચૈતન્યદેવને ખૂબ સંતોષ થયો પણ હજી એક પગલું આગળ જાઓ એવી માગણી કરી. ત્યારે છેવટે રામાનંદે પોતાના

અંતરનો અતિ ગૂઢ મર્મ જાહેર કર્યો અને રાધાનો પ્રેમ જે મધુર ઉજ્જવલ રસની પરાકાષ્ઠા છે તેનું સ્વરૂપ વર્ણવ્યું. એ પ્રેમ એટલે રસનો મહોદધિ. સંસારમાં જોવામાં આવતો મધુરમાં મધુર અને પવિત્રમાં પવિત્ર પ્રેમ જેની એક કણિકા છે, જે બ્રહ્માંડનાયકને રસલોલુપ બનાવે છે, જેના એક બિન્દુમાં આખા વિશ્વને રસમાં ડુબાડી દેવાનું સામર્થ્ય છે, તે પ્રેમનું—તે મહાભાવનું—વર્ણન થતાં વકતા અને શ્રોતા બેઉ રસોન્મત્ત બની ગયા. ચૈતન્યદેવે રાયને પ્રેમાલિંગન દીધું. રાયને આનંદની લહેર આવી ગઈ.*

આઠ દિવસ રામાનંદ સાથે ગાળ્યા પછી ચૈતન્યદેવ ત્યાંથી આગળ ચાલ્યા. રામેશ્વર અને કન્યાકુમારી વટાવીને તેમણે ત્રાવણકોરમાં પ્રવેશ કર્યો. કાવેરીને કાંઠે રંગપટ્ટણમાં

* આ ન્હાના લેખમાં સાધનની ચર્ચા નથી કરી એની રૂપરેખા "પ્રેમાવતાર ચૈતન્યદેવ"માં આપી છે; તોપણ એ ગુરૂ પાસેથીજ સમજી લેવા જેવી છે.

ચાતુર્માસ ગાળ્યા. પછી મહારાષ્ટ્રમાં દાખલ થયા. નાસિક, પંઢરપુર, તથા બીજાં સ્થળોમાં ફરતા ફરતા તેઓ છેક નર્મદાના કિનારા સુધી આવી ગએલા એવો ઉલ્લેખ છે. દાક્ષિણાત્ય પ્રદેશોમાંથી તેઓ પોતાની સાથે બે અમૂલ્ય પુસ્તકો ખૂબ જતન કરીને લેતા આવ્યા. એક બિલ્વમંગલનું "કૃષ્ણકર્ણામૃત," અને બીજું "બ્રહ્મસંહિતા." ચૈતન્યસંપ્રદાયને લગતું જે દાર્શનિક સાહિત્ય પેદા થયું છે તેની ભીત્તિ આ બેઉ પુસ્તકો ઉપર રચાએલી છે.

દોઢેક વર્ષની ગેરહાજરી પછી પાછા ચૈતન્યદેવ પુરી આવ્યા. હવે તેમની પ્રવૃત્તિનું કેન્દ્ર નવદ્વીપથી ખસીને પુરીમાં સ્થિર થયું, અને તેમના ભક્તોમાંથી પણ ઘણા ત્યાં ખેંચાઈ આવ્યા. રામાનંદ રાયે તરત જ પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું અને પુરી આવી પહોંચ્યા. તેમના જ જેવા બીજા મર્મજ્ઞ ભક્ત અને સાથી સ્વરૂપ ચાલ્યા આવ્યા. ઓરિસ્સાનો રાજા પ્રતાપ-

 મંડળમાં સામેલ થયો. ઓરિ-

રસાની **મીરાં માધવી દાસી, બ્રહ્માનંદ ભારતી પરમાનંદ પુરી,** ગદાધર **પંડિત,** વક્રેશ્વર, **કાશીમિશ્ર, રાય ભવાનંદ, શિખિ મહાન્તી,** એવા એવા અનેક ભક્તોનું તારામંડળ ચૈતન્યદેવની આસપાસ એકઠું થયું. રથયાત્રાને ટાંકણે **બંગાળાના** ભક્તો પુરી આવતા અને થોડો વખત ત્યાં રહીને પાછા જતા. કવિ કર્ણપૂરનો પિતા **શિવાનંદ સેન** બધા યાત્રાળુઓની વાટખરચીનો ખર્ચ પોતે આપતો. ન્હાનો **કર્ણપૂર** પણ એકવાર પિતાની સાથે પુરી આવેલો. તેણે બાળપણમાં ચૈતન્યદેવની સમક્ષ રચીને ગાઇ સંભળાવેલા શ્લોકના ભાવાર્થ ઉપરથી તેમણે જ તેનું નામ કર્ણપૂર પડ્યું. પાછળથી તેણે સંસ્કૃત કવિ તરીકે ઠીક નામના મેળવી. તેનાં રચેલાં પુસ્તકોમાથી "ચૈતન્યચંદ્રોદય" નાટક અને "ચૈતન્યચરિતકાવ્યમ્" એ બે ગ્રંથો સંસ્કૃત સાહિત્યમાં તેનું સ્થાન જાળવે છે.

ઉપર ગણાવેલા નિકટના ભક્તો ઉપરાંત બીજા પ્રાંતના સંતો પણ ચૈતન્યદેવનો મહિમા

સાંભળીને આકર્ષાતા હતા. રથયાત્રાને ટાંકણે પુરીમાં દેશદેશના યાત્રાળુઓ એકઠા થતા. તેઓ પોતાને દેશ જઇને પુરીની આ મહિમાવાન વ્યક્તિની વાતો પોતાના દેશજનોને કહેતા. એ રીતે થોડા જ વર્ષમાં તેમનું નામ અને મહિમા આખા ભરતખંડના પંડિતો અને ધાર્મિક મંડળોમાં ખૂબ જાણીતાં થઇ ગયાં.

હવે તેમને વૃન્દાવન જવાની રઢ લાગી. વારંવાર તે સ્થાનને યાદ કરી કરીને ચૈતન્યદેવ નિઃશ્વાસ નાખતા. વૃન્દાવન જઈ આવેલો કોઇ યાત્રાળુ ત્યાંની રજની એક કણિકા તેમને આપતો ત્યારે કોઇ મહા મૂલ્યવાન વસ્તુ મળી હોય તેમ ગાંડા ગાંડા થઇ જતા. આખરે તેમણે વૃન્દાવન જવાને માટે પુરી છોડયું. પોતાના રાજ્યની ઉત્તર સીમા સુધી રાજા પ્રતાપરુદ્રે ઠેકાણે ઠેકાણે તેમના ઉતારાનો બંદોબસ્ત કરી દીધો. ઓરિસ્સા છોડયા પછી તેમણે નૌકામાં બેસીને ગંગાને કાંઠે કાંઠે પ્રવાસ કર્યો. નદીને બેઉ કિનારે લોકોની મેદની એકઠી થતી અને " હરિબોલ " ના ધ્વનિથી

આકાશ ગાજી રહેતું. તેઓ જેમ જેમ આગળ જતા ગયા તેમ તેમ તેમની સાથે આવનાર લોકોનું ટોળું મ્હોટું થતું ગયું અને જ્યારે બંગાળાની રાજધાની ગૌડ આગળ આવી પહોંચ્યા ત્યારે તો એક સૈન્યના જેવો દેખાવ થઈ ગયો. બંગાળાના તે વખતના પાદશાહ હુસેનખાનના મંત્રીઓ તેમની મુલાકાતે આવ્યા. એ બેઉ ભાઈઓ અસલ દાક્ષિણાત્ય પ્રદેશના બ્રાહ્મણો હતા. ચૈતન્યદેવે મ્હોટાનું નામ સનાતન અને ન્હાનાનું નામ રૂપ પાડ્યું. સનાતને ચૈતન્યદેવને માર્મિક રીતે કહ્યું કે વૃન્દાવન જેવા સ્થાનમાં લોકોના આટલા મ્હોટા સમુદાયને લઇને જવું યોગ્ય નથી. તેમને પોતાને પણ આ સલાહ ગમી અને ત્યાંથી જ પાછા ફર્યા. બીજે વર્ષે માત્ર એક જ સેવકને સાથે રાખીને તેઓ છોટાનાગપુરનાં જંગલોને રસ્તે થઇને કાશી ગયા. ત્યાંથી પ્રયાગ અને પછી વૃન્દાવન આવી પહોંચ્યા.

બંગાળાનો પદભ્રષ્ટ થએલો હિન્દુ રાજા સુબુદ્ધિ રાય તેમને કાશીમાં મળવા આવ્યો.

તેનું રાજ્યાસન છીનવી લેનાર હુસેનખાને તેને બળાત્કારે મુસલમાનનું પાણી પીવડાવીને વટાળ્યો હતો. કાશીના પંડિતોને એકઠા કરીને તેણે પ્રાયશ્ચિત્તનો વિધિ પૂછ્યો પણ તેમણે તો શાસ્ત્રોનાં પોથાં ઉથલાવીને જવાબ આપ્યો કે તમારે ગરમ કડકડતું ઘી પીને પ્રાણત્યાગ કરવો ! એ સિવાય તમારે માટે બીજું પ્રાયશ્ચિત્ત નથી. થાકીને સુબુદ્ધિરાયે ચૈતન્યદેવનું શરણ લીધું. તેમણે કહ્યું કે કૃષ્ણનું નામ એ સારામાં સારૂં પ્રાયશ્ચિત છે. એવું કોઈ પાપ નથી કે જેનો કૃષ્ણના નામથી નાશ ન થાય.

ચૈતન્યદેવની વૃન્દાવનની યાત્રા એ તેમના જીવનનું એક અતિ અદ્‌ભૂત અને ગંભીર પ્રકરણ છે. તેમણે પુરી છોડયું તે વખતથીજ તેમની બાહ્ય ચેતના લગભગ લુપ્ત થઇ ગઇ હતી અને તેટલાજ પ્રમાણમાં તેમની કૃષ્ણ-ચેતના ગાઢ થઇ હતી. મૂર્તિમંત પ્રેમ નરતનુ ધારણ કરીને નૃત્ય કરતો કરતો જતો હોય તેમ તે ચાલ્યા જતા હતા. વનપશુઓ તેમની

સામે જોઈ રહેતાં, પછી પાસે આવતાં અને પિતાની આગળ બાળકો લાડે તેમ પોતપોતાના સ્વભાવ પ્રમાણે લાડતાં અને ખેલતાં. વાઘ ચિત્તા પોતાની હિંસક વૃત્તિને ભૂલી જઇ હરણને ચુંબન કરતા અને હરણ પણ નિર્ભય-પણે તેમના નિત્યના દુશ્મનોની સાથે ગેલ કરતાં. આખે રસ્તે પ્રેમનું વાતાવરણ છવાઇ રહ્યું. વૃન્દાવન પહોંચ્યા પછી તેમની કૃષ્ણચે-તના એકદમ ગાઢ બની ગઇ. કેટલીએ વાર તેમણે યમુનાનાં કાળાં ભૂરાં પાણીમાં દોડી દોડી ડૂબકીઓ મારી, અને બેશુદ્ધ અવસ્થામાં બહાર આણવા પડયા. વૃક્ષોને આલિંગન દેતા ગાયોને અને હરિણીઓને પંપાળતા ચુંબતા તેઓ વ્રજમાં બધે ફરી વળ્યા. યમુનાપુલીન, વૃક્ષરાજી, ગોવર્દ્ધનગિરિ, ગાયોનાં ધણ, ગોપ-બાળના વેણુનાદ, મયૂર અને કોકિલાના ટુહુકાર, પૂર્ણચંદ્રોદય એવાં પ્રાકૃતિક દૃશ્યો કૃષ્ણભાવનાથી રંગાઈ ગએલા તેમના માનસ્ આગળ કૃષ્ણ-લીલાનાં વિવિધ પ્રકરણો રજૂ કરતાં અને તેમને ઉન્મત્ત બનાવી દેતાં. એ ઉન્મત્ત અવસ્થા

એટલી હદ સુધી વધી પડી તેમને સમાલી રાખવાનું કામ વસમું થઈ પડયું. આખરે તેમના સેવકે તેમને સમજાવીને વૃન્દાવન છોડાવ્યું.

પાછા ફરતી વખતે ચૈતન્યદેવ કાશીમાં બે માસ રહ્યા. શંકરાચાર્યના જમાનાથી કાશી અદ્વૈતવાદી સંન્યાસીઓનો એક મજબૂત કિલ્લો બની ગયું હતું. સોળમી શતાબ્દિના આરંભમાં એ સંન્યાસીમંડળના નેતા પ્રકાશાનંદ સરસ્વતી હતા. એ વૃદ્ધ અને શાસ્ત્રજ્ઞ તપસ્વીને કોણ જાણે શાથી ચૈતન્યદેવના તરફ ભારે ઘૃણા પેદા થઈ હતી. જ્યારે વાસુદેવ સાર્વભૌમના ધર્મપરિવર્તનના સમાચાર તેણે સંભળ્યા ત્યારે તો તેના ખીજવાટનો પાર રહ્યો નહિ. પછી તો તેણે ચૈતન્યદેવને જાદુગર તરીકે જાહેરમાં વગોવવા માંડયા. તે જ જાદુગર હવે સંન્યાસીઓના ગઢમાં આવીને ત્યાંના શાંત અને જ્ઞાનનિષ્ઠાથી ભરેલા વાતાવરણમાં પ્રેમભક્તિનો તરંગ ઉત્પન્ન કરવા લાગ્યો તે જોઇને તેણે પોતાના મંડળને ચેતવણી આપી

કે કોઈએ તે જાદુગરની પાસે જવું જ નહિ; કારણ કે જે જશે તે એની જાળમાં જરૂર ફસાશે. વાસુદેવ જેવો નૈયાયિક પંડિત પણ એની મોહિનીથી બચ્યો નથી. પણ એક પ્રસંગ એવો ઉભો થયો કે જેથી કાશીના બધા સંન્યાસીઓની મિજલસમાં ચૈતન્યદેવને જવું થયું. વૃદ્ધ પ્રકાશાનંદે તે જાદુગરને જોયો. તેની કોમળ પ્રેમાળ કાંતિ અને કૃષ્ણપ્રેમની ખુમારીથી ઘેરાએલાં નેત્રો જોતાં જ તે પોતે પણ વાસુદેવની માફક તેની જાળમાં ફસાયો અને પોતાનાં જ્ઞાન, યોગસાધના અને પ્રતિષ્ઠા —સર્વનો ત્યાગ કરીને તે કૃષ્ણપ્રેમના પ્રવાહમાં તણાતો થઈ ગયો. તેણે "ચૈતન્યચંદ્રામૃતમ્" નામના સંસ્કૃત ખંડકાવ્યમાં પોતાના અનુભવોનો ખુલ્લા દિલથી એકરાર કર્યો છે.

ભક્તિમાર્ગના પ્રચારમાં ન્યાય અને વેદાંતના પંડિતો તરફથી તીવ્ર વિરોધ થતો હતો તેનું બળ વાસુદેવ સાર્વભૌમ અને પ્રકાશાનંદ સરસ્વતી એ બે મ્હોટામાં મ્હોટા મહારથીઓને પ્રેમભક્તિની લગની લગાડીને

ચૈતન્યદેવે ઘણુંજ હળવું કરી નાખ્યું. બાકી રહેલાં કાર્યો તેમણે તે તે કાર્યોને યોગ્ય પુરુષોને પસંદ કરીને તેમની મારફતે સિદ્ધ કરાવ્યાં. હવે રાધાનાં પ્રેમનાં વિવિધ સ્વરૂપો અને ભાવો, જેમનું ભક્તિશાસ્ત્રોમાં માત્ર રેખાંકનજ કરવામાં આવ્યું છે, તેમને પોતાના જીવનદ્વારા વ્યક્ત કરીને જગતને એ અમૂલ્ય વસ્તુનું દાન કરવાનું કામ જે તેમના સિવાય બીજા કોઇથી થઇ શકે એવું ન હતું તેજ માત્ર તેમને માટે અવશિષ્ટ રહ્યું.



## ૩

ચૈતન્યદેવે પ્રબોધેલા પ્રેમભક્તના સાધનમાં શૃંગારરસ એ મુખ્ય અવલંબન હોવા છતાં તેમાં બીજાં યોગસાધનોના જેટલીજ જિતેન્દ્રિયતાની જરૂર રહે છે. એટલાજ માટે દરેક વૈષ્ણવ સાધકે બ્રહ્મચર્ય અને અપરિગ્રહનાં વ્રત પાળવાં પડતાં. તેમનો બ્રહ્મચર્યનો અર્થ ઘણો વ્યાપક હતો. તેમાં સ્ત્રીની સાથે વાત કરવાનો અને તેને નજર માંડીને જોવાનો પણ નિષેધ હતો. સ્ત્રીનાં ચિત્રો અથવા મૂર્તિઓ તરફ પણ સાધુએ જોવું નહિ એવી ચૈતન્યદેવની આજ્ઞા હતી. આવું સખત નિયમન રાખવાનું પ્રયોજન એ હતું કે શૃંગાર રસનો સાધન તરીકે ઉપયોગ કરવામાં ભયંકર સર્પની સાથે રમત કરવાની હતી. સાધકે પૂરેપૂરા જિતેન્દ્રિય તો થવું જ જોઇએ. પણ તેટલું એ પૂરતું નથી. તેના સ્વભાવમાં એવું સદંતર પરિવર્તન થઈ જવું જોઇએ કે તે મનુષ્ય મટી જાય, તેણે મરીને

નવો અવતાર લીધો હોય તેવો બની જાય અને પ્રાકૃત ઇન્દ્રિયોની સૃષ્ટિથી કોઈ ઉંચેની ભુમિકામાં તેનું માનસ પ્રવેશ કરે ત્યારે જ તેને પ્રેમભક્તિના માર્ગ ઉપર ડગલું મૂકવાનો અધિકાર પ્રાપ્ત થાય.

હવે એવું બન્યું કે ચૈતન્યદેવના ભકતોમાં એક બીજા હરિદાસ હતા. તેમને સૌ ન્હાના હરિદાસ કહેતા. તેમનો કંઠ મીઠો હતો. અને ગાવામા પણ નિપુણ હતા. એક દિવસ આ હરિદાસે ચૈતન્યદેવને ભિક્ષાનું નિમંત્રણ કર્યું, અને તેમને માટે માધવી દાસીને ઘેરથી થોડા ઝીણા ચોખા માગી લાવ્યા. એ બાઈ તો ચૈતન્યદેવથી પણ ઉમ્મરે ઘણી મ્હોટી. તેનાં વિદ્યા, વૈરાગ્ય, ભજનનિષ્ઠા અને કાવ્યશકિતને માટે તે વિદૂષી તરફ સૌ ભકિતભાવ રાખતાં. નીતિની આકરામાં આકરી કસોટીએ ચ્હડાવી જોતાં પણ હરિદાસના આ વર્તનમાં કશો દોષ જણાતો નથી. પણ ગમે તેવી ઘરડી અને વિદૂષી હોવા છતાં પણ માધવી દાસી સ્ત્રી જાતિ. તેની સાથે વાતચીત કરીને હરિ-

દાસે નિયમનો ભંગ કર્યો. એ અપરાધને માટે ચૈતન્યદેવે તેને સદાને માટે બહિષ્કૃત કર્યો.

બ્રહ્મચર્યના જેવો જ તેમનો અપરિગ્રહ અને દીનતાનો આદર્શ ઘણો ઉંચો હતો. વૈષ્ણવોને માટે વર્તનનો કાયદો ચૈતન્યદેવે એક ન્હાના શ્લોકદ્વારા બતાવી દીધો છે:—

* तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना ।
अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥

પોતે ગમે તેવો ઉત્તમ હોય તો પણ વૈષ્ણવે પોતે દોષથી ભરેલો છે એવું માનવું; વૃક્ષની પેઠે જે દુઃખ આવી પડે તે સહન કરવું અને કોઈની પાસે કશુંએ ન માગતાં પોતાની પાસે જે કાંઈ હોય તે બીજાને આપવા તૈયાર રહેવું. જીવ માત્ર ભગવાનનાં અધિષ્ઠાન છે એમ જાણીને સૌનું સન્માન કરવું અને પોતાને માટે માનની જરાએ આશા રાખવી નહિ. આવી રીતે આચરણ કરતા રહીને સદાએ નામસ્મરણ કર્યા કરવું.

---

* તરણાથી વધુ નમ્ર સહિષ્ણુ વૃક્ષના સમો,
નિર્માની માન દેનારો સદા એવો ભજે હરિ.

ચૈતન્યદેવનાં રચનાત્મક કાર્યોના ત્રણ વિભાગ પડી શકે છે. (૧) વૃન્દાવનનો પુનરુદ્ધાર, (૨) વૈષ્ણવ સાહિત્યનું સર્જન (૩) ભક્તિધર્મનો: પ્રચાર. મુસલમાનોના આક્રમણ પછી વૃન્દાવન જંગલમય બની ગયું હતું. તેનાં મંદિરોનાં નામોનિશાન રહ્યાં ન હતાં. પ્રાચીન મૂર્તિઓને જમીનમાં અગર ઝાડીમાં દાટી દઇને સેવકો નાસી છૂટયા હતા. કૃષ્ણની લીલાને લગતાં સ્થળો વિસરાઇ ગયાં હતાં. વૃન્દાવનને ફરીથી જાગતું કરવાની ત્યાં કૃષ્ણનાં વિવિધ સ્વરૂપોની પુનઃ સ્થાપના કરવાની અને ભક્તિમાં આરૂઢ થએલા, શાસ્ત્રજ્ઞ અને સર્વસ્વત્યાગી સંતોને ત્યાં વસાવીને તેને ભક્તિનું જીવતું જાગતું કેન્દ્ર બનાવવાની ચૈતન્યદેવને મ્હોટામાં મ્હોટી અભિલાષા હતી. સંન્યાસ લેતા પહેલાંજ લોકનાથ નામના એક તેજસ્વી યુવકને તેમણે વૃન્દાવન મોકલી દીધો. તેમનાથી છૂટા પડતી વેળા લોકનાથ ગળગળો થઇ ગયો. પણ ચૈતન્યદેવે કહ્યું, "લોકનાથ ' આપણે આ જગતમાં

મનસ્વીપણે વર્તવાને નથો આવ્યા. આપણે આપણી ફરજો અદા કરવાની છે. જા, હું પણ ત્યાં થોડાજ વખતમાં આવનાર છું." પણ વૃન્દાવનમાં રહેવા જવાનું તો તેમનાથી બન્યું નહિ; તેથી આ કાર્યને સફળ કરે એવા શક્તિસંપન્ન પુરુષોને તેમણે શોધી શોધીને વૃન્દાવન મોકલી દીધા. બંગાળાના પાદશાહના બે બ્રાહ્મણ મંત્રીઓ જેમનો ઉલ્લેખ પૂર્વે થઈ ગયો છે તેમને જ ચૈતન્યદેવે પહેલા પકડયા. તેમની યોગ્યતા તેમણે પહેલીજ મુલાકાત વખતે જોઇ લીધી હતી. આ "જાદુ-ગરે" એ બેઉ ભાઈઓનાં હૃદયને એટલો વેગ આપ્યો કે તેમણે મંત્રીપદને ફાટેલા ચીથરાની માફક ફગાવી દીધું, અને ઘેરથી એક કોડી પણ લીધા વગર વૃન્દાવનની વાટ લીધી. થોડો વખત તેમને ચૈતન્દેવે પોતાની પાસે રાખ્યા અને જે જે શાસ્ત્રગ્રંથો રચવાની જરૂર હતી તેમની રૂપરેખા બતાવી દીધી, અગત્યની સૂચનાઓ આપી અને તેથીએ વધારે કાર્યસાધક એવો પોતાનો આશીર્વાદ

આપ્યો. દક્ષિણનો પ્રવાસ કરતાં તેમણે ગોપાલ ભટ્ટ નામના બ્રાહ્મણ કુમારને વૃન્દાવનવાસ કરવાની પ્રેરણા કરી. કાશીમાંથી તેમને રઘુનાથ ભટ્ટ મળી આવ્યા. બંગાળાના એક ધનવાન કાયસ્થ જમીનદારનો એકનો એક પુત્ર રઘુનાથ દાસ ભરજુવાનીમાં સંસારમાંથી મુકત થવાને તરફડાટ કરતો હતો. તે ઘેરથી નાસીને ચૈતન્યદેવને શરણે આવ્યો. તેને પણ પંદરેક વર્ષ પોતાની પાસે પુરીમાં રાખીને તૈયાર કર્યો અને પછી વૃન્દાવન મોકલાવ્યો. પેલા બે મંત્રી ભાઇઓ જેમનાં નામ ચૈતન્યદેવે રૂપ અને સનાતન રાખ્યાં હતાં તેમના ભત્રિજા જીવને પણ કાકાઓનો રસ્તો ગમ્યો અને તે પણ કાશીમાં વેદ વેદાંગનો અભ્યાસ કર્યા પછી વૃન્દાવન જઈ રહ્યા. આ રીતે ચૈતન્યદેવે વૃન્દાવનને પોતાનો દુર્ગ બનાવ્યો અને તેને જાળવવા માટે છ જબરદસ્ત સેનાપતિઓની નીમણુક કરી.

આ કૌપીનધારી વેરાગી ગોસ્વામીઓએ એક નિષ્ઠાથી તેમના પ્રભુએ સોંપેલું કામ

બજાવ્યું. રાજમહેલ જેવાં મંદિરો રચાવ્યાં; લુપ્તપ્રાય થએલાં વ્રજનાં તીર્થસ્થાનોને અજવાળામાં આણ્યાં; અને તે ઉપરાંત જે સાહિત્યનો ભંડાર તેઓ મૂકી ગયા છે તેની વિવિધતા અને વિપુલતા આપણને આશ્ચર્ય-ચકિત કરી દે છે. ભિક્ષા પર નિર્વાહ કરીને, ઝાડને તળે, ગુફાઓમાં અગર મઢૂલીઓમાં રહીને, પોતાનું ભજન કરતા જઈને; દેશદેશના જૂદા જૂદા મતના પંડિતો મળવા આવે તેમનું સમાધાન કરવાનો પણ અવકાશ મેળવીને આ વિદ્વાન વૈરાગીઓએ સરસ્વતીના ઉપાસના કરી અને તેને ભક્તિદેવીની સહચરી બનાવી. ભાગવતના ઉપર ત્રણ ત્રણ ટીકાઓ, કાવ્યો, નાટકો, દાર્શનિક પ્રબંધો, વૈષ્ણવઆચારને લગતી નિયમાવલિ, સ્તોત્રો, ચમ્પુ, પ્રહસન, પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો વગેરે સાહિત્યના એકે એક અંગ ઉપર તેમણે પોતાના હાથ અજમાવ્યા અને વ્યાકરણને પણ છોડયું નહિ. ખુબીની વાત એ છે કે આ દરેક વિષયના

ગ્રંથોમાં–વ્યાકરણમાં સુદ્ધાં–તેમણે એક ભક્તિ ઉપર જ અચળ લક્ષ્ય રાખ્યું.

હવે બાકી રહ્યું પ્રચાર કાર્ય. એ દિશામાં તેમણે અવધૂત નિત્યાનંદને પોતાના સેનાપતિ બનાવ્યા. તેમના કાર્યના સંબંધમાં પ્રો. જદુનાથ સરકાર લખે છે કે " He was to Chaitanya more than what Paul was to Jesus' * નિત્યાનંદનાં પત્ની જાહ્નવીદેવીએ અને પુત્ર વીરભદ્રે એ કાર્ય જારી રાખ્યું. નરોત્તમ દાસે આસામમાં, અને શ્યામાનંદે ઓરિસ્સામાં ચૈતન્યદેવના શુભ સંદેશનો પ્રચાર કર્યો.

સંન્યાસ લીધા પછી બાર વર્ષમાં ચૈતન્યદેવે આ બધાં કામ સમાપ્ત કર્યાં. એમનાં બાકીનાં બાર વર્ષના જીવનની કથા અતિ ગંભીર, કરુણ અને મધુર છે. એમના હૃદયના ભાવોનું ઉંચામાં ઉંચી કવિતા અથવા ચિત્રકલા

---

* સંત પૉલે જીસસના ધર્મનો પ્રચાર કર્યો તે કરતાં ચૈતન્યના ધર્મનો નિત્યાનંદે વધારો કર્યો છે.

દ્વારા પણ માત્ર સૂચન જ કરી શકાય. જે વસ્તુનો એમણે અનુભવ કર્યો તે આ જગત્‌થી પર છે. માનવસ્વભાવ સદંતર બદલાઇ જઇને જ્યાં સુધી શુદ્ધ પ્રેમમય ન બની જાય ત્યાં સુધી એ વસ્તુની ધારણા તેનાથી થઇ શકતી નથી. કોણ જાણે શાથી ચૈતન્યદેવ ક્ષણે ક્ષણે વિહ્વલ બનીને દેહનું ભાન ભૂલી જતા હશે ? કયું દિવ્ય સ્વરૂપ તેમનાં મન, પ્રાણ અને ઇન્દ્રિયોનું હરણ કરીને તેમને ગાઢ મૂર્ચ્છામાં નાખી દેતું હશે અથવા પુરીના ઘેરાભૂરા જલધિમાં ઝંપાપાત કરવા પ્રેરતું હશે ? શું તેમને પવનની લહરીમાં, પત્રોના ખેલનમાં અથવા સાગરના ગંભીર ગર્જનમાં તે મહાન્ રાસેશ્વરના વેણુનાદ સંભળાતા હશે અને પુરુષ પ્રકૃતિનાં સનાતન રાસક્રીડન તેમનાં પ્રેમાંજનથી અંજાએલાં નેત્રો જોતાં હશે ?

બાર બાર વર્ષ તેમણે કૃષ્ણવિરહની ધગધગતી જ્વાલામાં તપીતપીને વીતાડયાં. દિવસ ઉગતો અને સાંજ પડતી અને પાછું પ્રભાત

થતું; પણ તેમનાં નેત્રમાંથી આંસુનું નીર સૂકાતું નહિ. નિદ્રા તો લગભગ ઉડી જ ગઈ હતી; અને સહજ ઝોકું આવી જતું તો તેમાંએ કૃષ્ણનાં સ્વપ્ન તો ખરાં જ. માંદા બાળકને માતા સાચવે તેમ સ્વરૂપ અને રામાનંદ તેમનું જતન કરતા; અને તેમને સાંત્વન આપવાની યુક્તિઓ શોધવામાં પોતાની બધી ચતુરાઇનો ઉપયોગ કરતા. બેઉ તેમના હૃદયની નાડીએ નાડીને ઓળખી ગયા હતા; અને વળી તેઓ સારા ગાયક હોવાથી જે વખતે ચૈતન્યદેવના હૃદયમાં જે ભાવનું સ્ફુરણ થતું તેજ ભાવનું ઉદ્દીપન કરે એવાં પદો ગાતા. વિદ્યાપતિ, ચંડીદાસ, જયદેવ અને રામાનંદના પોતાનાં રચેલાં કેટલાંક પદો તેમને અત્યંત પ્રિય હતાં. અને રામાનંદ અથવા સ્વરૂપને મુખેથી તેમનું શ્રવણ એ એકજ વ્યાપાર તેમના સંતપ્ત હૃદયને આરામ આપતો હતો. મોડી રાત સુધી આ બેઉ સાથીઓ તેમની પાસે બેસતા, અને કૃષ્ણવિરહિણી રાધા તેની લલિતા અને

વિશાખા નામની મર્મસખીઓની આગળ જેમ પોતાના હૃદયની જ્વાલા ઠલવતી તેમ ચૈતન્ય-દેવ આ બેઉ સાથીઓ આગળ પોતાની કૃષ્ણ-વિરહની ગાથા ગાતા.

न प्रेमगन्धोऽस्ति दरापि मे हरौ ।
क्रन्दामि सौभाग्यभरं प्रकाशितुम् ।

તે કહેતાઃ "ઓ સ્વરૂપ ! ઓ રામાનંદ ! કૃષ્ણને માટે મારા હૃદયમાં પ્રેમનું એક બિન્દુ નથી. હું તો માત્ર દેખાવ કરૂં છું. મારા સૌભાગ્યનું પ્રદર્શન કરૂં છું. જો મારો પ્રેમ સાચો હોત તો કૃષ્ણના વિયોગથી આ પ્રાણ ક્યારનો નીકળી ગયો હોત !" આ પ્રમાણે કોઇવાર પોતાની અયોગ્યતાને નિંદતા, કોઈવાર પોતાના કમનસીબને ઠપકો આપતા. વળી કોઈવાર કૃષ્ણના રૂપગુણનાં, તેના પ્રેમના માધુર્યનાં વખાણ કરતા. કોઇવાર કૃષ્ણ ઉપર રીસ ચડાવીને મર્માળાં વેણ કહેતા પણ તરત જ પોતાના મનને ઠપકો આપતા કે એમાં કૃષ્ણ શું કરે ? એનો કશો દોષ નથી. દોષ મારા ટૂંકા ભાગ્યનો. કોઇ

વાર પવનના સુસવાટમાં અથવા પાંદડાંના ખડખડાટમાં તેમને કૃષ્ણુનાં પગલાંના ભણકારા સંભળાતા અને તેમના ગૌર વદન ઉપર લજ્જાના શેરડા આવી જત કહેતા, "સ્વરૂપ! શું એ આવતા હશે? હું રીસ ચડાવીને બેસી રહીશ. નહિ બોલું. જોઉં, શું કરે છે પછી?" પણ એ તો માત્ર પાંદડાંનો જ ખડખડાટ હતો એમ જાણ થતાં નિરાશા આવી જતી અથવા કૃષ્ણુના ઉપર ક્રોધ પણ ચડતો, અને કદી પણ તેનું મુખ નહિ જોઉં એવું બોલી દેતા. પણ પળ વારમાં પ્રેમ ક્રોધને ધકેલી મૂકતો અને તે કહેતાઃ

* आश्लिष्य वा पादरतां पिनष्टु मा
मदर्शनान्मर्महतां करोतु वा ।
यथातथा वा विदधातु लम्पटो
मत्प्राणनाथस्तु स एव नापरः

---

* ભેટે ભલે પાય ઢળેલીને પીસે,
મર્મે વીંધે દર્શહીણી કરી મને;
કરે ભલે તે મન ધાર્યું લંપટ,
તથાપિ તે પ્રાણપતિ ન અન્ય કો.

સંધ્યાના આકાશમાં ક્ષણે ક્ષણે રંગો બદલાય તેમ તેમના ચિત્તાકાશમાં પ્રેમના અવનવા રંગો દૃશ્યમાન થતા. કોઇવાર ભક્તિનું મોજું આવી જતું. મધુરભાવની જગ્યાએ દાસ્યભાવ આવી જતો. તે વખતે ચૈતન્યદેવ દીનસેવકની માફક દાસ્યભક્તિની યાચના કરતા. તે કહેતાઃ

+ नयनं गलदश्रुधारया वदनं गद्‌गद्‌रुद्धया गिरा ।
पुलकैर्निचितं वपुः कदा तव नामग्रहणे भविष्यति ।
न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥

................................................

+ નયને પૂર અશ્રુનાં વહે, વચનો ગદ્‌ગદ્ કંઠ
ગૂંચવે;
પુલકાવલિયુક્ત દેહ આ તુજ નામસ્મરણે
થશે કદા ?
નહિ લક્ષ્મી, કુટુંબી, સુંદરી, કવિતાની
જગદીશ ! છે સ્પૃહા ;
પણ જન્મ ધરી ધરી તને ભજું
ભક્તિ અહૈતુકી કરી.

વળી એમ કરતાં કરતાં કૃષ્ણવિરહ તીવ્ર સ્વરૂપ ધારણ કરતો અને કૃષ્ણ સિવાય બીજા કશાથી પણ પૂરી ન શકાય એવી ખોટ તેમને જણાતી ત્યારે તે કહેતાઃ

† युगायितं निमेषेण चक्षुषा प्रावृषायितम् ।
शून्यायितं जगत्सर्वं गोविन्दविरहेण मे ॥

આવા પ્રકારના પ્રલાપમાંથી ઉન્માદ અવસ્થા આવી. એક વાર ચૈતન્યદેવ મોડી રાત્રે ઉઠીને બેઠા થયા અને કૃષ્ણને માટે કલ્પાંત કરવા લાગ્યા. તે વખતે તેમના મનને કેટલું તીવ્ર દુઃખ થયું હશે કે તેમણે સામેની ભીંત સાથે પોતાનાં કપાળ અને મ્હોઢું ઘસી ઘસીને લોહીલુહાણ કરી નાખ્યાં! કોઇવાર તેમના દાંત અકડાઈ જતા. ગાત્ર શિથિલ થઇ જતું અથવા લાકડાના જેવું કડક થઈ જતું અથવા હાથપગ જોરથી ખેંચાતા અને મ્હોમાંથી ફીણના ગોટા નીકળતા.

---

† ગોવિન્દવિરહે લાગે ક્ષણ તે યુગ જેવડી;
નેત્રો વર્ષાઋતુ જેવાં ને સૂનું વિશ્વ આ બધું.

આવી અવસ્થા થયા પછી તો તેમને કદી એકલા રખાતા જ નહિ; અને રાત્રે પણ ભાગ્યવાન શંકર પંડિત તેમના ચરણ આગળ માથું રાખીને સૂતા. તો પણ તે એકવાર રાત્રે નાઠા અને શોધ કરતાં બેશુદ્ધ હાલતમાં જગન્નાથના મંદિરના સિંહ દરવાજા આગળથી જડયા. એક વાર રાસપૂર્ણિમાની રાત્રે સમુદ્ર કિનારે ફરતાં ફરતાં તેમને એકાએક શું થઇ આવ્યું કે તેમણે દોટ મૂકી અને સમુદ્રમાં ઝંપલાવ્યું. ભરતી | જોસથી વ્હેતી હતી તેથી તે પુરીથી થોડાક માઇલ દૂર ખેંચાઇ ગયા. ત્યાં માછીની જાળમાં તેમનું શરીર ઝીલાઇ ગએલું હોવાથી ભકતોને પ્રાપ્ત થયું અને હમેશની માફક તેમની આગળ કૃષ્ણકીર્ત્તન કરીને તેમને શુદ્ધિમાં આણ્યા.

આ પ્રમાણે કૃષ્ણવિરહની અંદરથી અતિ મધુર પણ બહારથી ધગધગતી આગમાં ચૈતન્યદેવ બાર બાર વર્ષો સુધી તપ્યા અને પ્રેમભક્તિની પૂર્વે કોઈએ નહિ અનુભવેલી અને નહિ સાંભળેલી અવસ્થાઓનું પ્રત્યક્ષ

દર્શન કરાવ્યું. તેમણે પોતાની માનવલીલા કેવી રીતે સંકેલી લીધી તે વિષે તેમના ચરિત્ર-લેખકોએ મૌન ધારણ કર્યું છે એટલે એ વિષે ઉડતી લોકકથાઓ ઉપરાંત કશી આધાર-ભૂત વિગત આપી શકાતી નથી.

ચૈતન્યદેવ આજે આપણી નજર આગળ નથી અને છે પણ ખરા. તેમણે આપેલો વેગ ઓછો થતો થતો પણ હજી કાંઇક રહેવા પામ્યો છે. આજે પણ થોડાક સાધુચરિત વૈષ્ણવોનાં કીર્ત્તનોમાં તેમના પ્રેમોન્માદની છાયા અને તેમના દીન, નમ્ર વર્તનમાં ચૈતન્યદેવે પ્રબો-ધેલો દીનતાનો આદર્શ આપણે જોઇ શકીએ છીએ.



# વાચકને

ભારત વર્ષનાં છેલ્લાં અઢી હજાર વર્ષના ઈતિહાસમાં ચાર વ્યક્તિઓએ દેશના અને માનવજાતિના જીવનના ઘડતરમાં સૌથી વધારે હિસ્સો આપ્યો છે. બુદ્ધદેવ, શંકરાચાર્ય, ચૈતન્યદેવ અને ગાંધીજી. પહેલા બેને વિષે ગૂજરાતી ભાષામાં થોડુંક સાહિત્ય પેદા થયું છે. બુદ્ધદેવને વિષે હજી પણ લખાતું જાય છે. ગાંધીજીથી આપણે એટલા નજીક છીએ કે એમના જીવનના મહત્વનું યથાર્થ સ્વરૂપ સમજવા આપણે અસમર્થ નીવડીએ છીએ. ભવિષ્યનો કોઈ ઇતિહાસલેખક એ મહાત્માના આંતરજીવનનો સાચો પરિચય કરાવવા સમર્થ થશે.

ચૈતન્યદેવ વિષે ગૂજરાતીમાં જે એક બે પુસ્તકો પ્રકટ થયાં છે તેમાં તેમનાં પહેલાં ચોવીશ વર્ષનો જ ઇતિહાસ છે. જગન્નાથ પાઠકના "શ્રી ગૌરાંગ પ્રભુ" નામના સુશોભિત ગ્રંથમાં પણ ચૈતન્યદેવના પહેલા ચોવીશ

વર્ષનો જ અહેવાલ છે. એમનું ત્યાર પછીનું જીવન એમનાં આગલાં વર્ષોના જીવનની સરખામણીમાં અનંતગણું મૂલ્યવાન છે. ચોવીશ વર્ષ પછી જ એમણે જગતને પોતાની અનોખી બક્ષિસ આપી છે. આથી કરીને ગૂજરાતનો વાચક ચૈતન્યદેવના જીવનના અતિ મહત્વના પ્રસંગોથી અજાણ રહ્યો છે. વળી તેમના જીવનના જેટલા જ તેમણે આપેલા ઉપદેશો પણ ઉપકારક છે.

# " પ્રેમાવતાર ચૈતન્યદેવ "

જેમાં ચૈતન્યદેવનાં જીવનચરિત્ર, ઉપદેશ, તેમણે સ્થાપેલા સંપ્રદાયનું દાર્શનિક મંતવ્ય તથા તેના વિકાસનો ઇતિહાસ એ બધી જ ઉપયોગી બાબતનો સમાવેશ કરવામાં આવ્યો હોય એવું આ પહેલું જ પુસ્તક છે. ચૈતન્યદેવના સંપ્રદાયના સાહિત્યના લેખકે વીશ વર્ષ સુધી કરેલા અભ્યાસનું અને સંશોધનનું એ પરિણામ છે. તેને માટે તેમણે બંગાળા અને ઓરિસ્સામાં આવેલા

ચૈતન્યદેસંપ્રદાયનાં મથકોમાં ફરીને તેમજ પ્રાચીન પુસ્તકોમાંથી સંશોધન કરીતે આજ સુધી બહાર નહિ આવેલી હકીકતો પ્રાપ્ત કરી છે. બધી અતિ ઉપયોગી બાબતો તેમણે ખૂબ દબાવી દબાવીને એક જ પુસ્તકમાં ભરી દીધી છે.

એક બીજી વાત હું વાચકના ધ્યાનપર લાવવા ઇચ્છું છું કે મને તેમજ લેખકને આ પુસ્તકના વેચાણમાં આર્થિક સ્વાર્થ નથી. આ પુસ્તક તેમજ હવે પછી અમારા તરફથી જે જે પુસ્તકો કટ થશે તે બધાંએ સાર્વજનિક મિલ્કત છે. પરંતુ અમારી પાસે બીજાં લોકોપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના છે. એક પુસ્તકના વેચાણમાંથી થતા નફામાંથી બીજાં પુસ્તકો ધીમે ધીમે પ્રસિદ્ધ કરવાની અમારી ધારણા ન હોત અમે પુસ્તકોને પડકિંમતે વેચવાનું જ પસંદ કર્યું હોત.

ગૌરાંગદાસ

મંત્રી, ગૌરાંગ સાહિત્યપ્રકાશન સમિતિ.

# THE GOSPEL OF CHAITANYA

Containing the Saint's Complete biography and teachings with a critical Study.

by

**N. B. Pandya,**

With a preface by

DR. G. Tucci, Ph. D. ( ROME )

And a foreword by

Mahamahopadhyaya

Dr. Bhagavat Kumar Shastri, M.A; Ph.D.
( Cal. )

*The work is awaiting publication and can be brought out only if financed by public contribution.*

*Annual subscription, post free,*
*volume and single copy respectively: R*
*& 2. Vols. I, II ready for sale, each*
*9. (V. P. charges annas four extra)*

THE journal is valuable help
practical student of Yoga. It c
petently teaches methods with which
can enjoy supreme vitality. Auto-int
cation, constipation, appendicitis, epile
thyroid insufficency, etc. have up to
been treated in this journal.

*Manager*: **YOGA MIMANSA OFF**
Post. **LONAVLA** G.

N. B. Instruction in Hatha, Raja
Jnana Yogas is given gratis at
**Ashrama Kaivalyadhama.** Clinica
mination according to the modern
ratory methods and advice in
treatment are also given free of cha